

# શંકર સંગીતાંવલિ.

ઈશ્વર, રાજ્ય, તથા દેશની સાચી ભક્તિ; શુદ્ધ આર્યત્વ,
વેદ ઉપર જાતીયતાની રક્ષા, ખરો સુધારો,
આત્મિક ધૃતિ, સત્ય નિષ્ઠા, બ્રહ્મચર્ય,
ને ગુરૂકુળ મહિમા; વર્ણાશ્રમની
મર્યાદા, પત્નીવ્રતધર્મ, નારી
મહત્ત્વ, વેદ-ગાન આદિ
અનેક ઉપયોગી વિષયો
પર વીર, શાન્ત, હાસ્ય
તથા સાત્વિક પ્રેમ
રસનાં ઉત્તમોત્તમ
ઉત્તેજનામય
ભજનો.

મૂલ્ય દશ આના. શંકર.

तर्कानुसंधेयो धर्मं ।



वेदोऽखिलो धर्ममूलम्

# શંકર સંગીતાવલિ.


રચક તથા પ્રકાશક

મહારાણીશંકર અંબાશંકર શર્મા.

ગુરૂકુલોપદેશક.

મુંબઈ

---

સતી સંગીતાવલિના કર્તા.



સંવત ૧૯૬૪

સર્વ હક્ક સ્વાધીન

સન ૧૯૦૭

પ્રથમાવૃત્તિ

કિંમત દશ આના.

પ્રત ૧૦૦૦

ગુજરાતી ઓપીચ્યુઅર-સંગ્રહ

૨ સ્તુતિ સંગીતાંજલિ ... ... ... ૦-૧૨-૦

શંકર સંગીતાંજલિ ... ... ... ૦-૧૦-૦

પોસ્ટેજ. વી. પી. ખર્ચ જુદું. આ પુસ્તકો મુખાઇ, અમદાવાદ તથા ભરૂચના આર્ય સમાજમાંથી અથવા રામપ્રસાદ નારાયણભાઈ

કોરોનેશન બીલ્ડીંગ્સ

લાખીઆની પોળ

ખાડીઆ–અમદાવાદથી મળશે.



અમદાવાદ
... તથી ૧ થી ૬૦ પૃષ્ઠ સુધીનો ભાગ 'સત્ય પ્રકાશ'
... છાપ્યા છે, બાકીનો તમામ ભાગ ટંકશાળમાં
'જ્ઞાનચન' પ્રિન્ટીંગ પ્રેસ કંપની લીમીટેડમાં
મોતીલાલ શામળદાસે છાપ્યો.

# મંગલ રાજગીત.

( રાગ પ્રભાત. )

મંગળ પ્રભાતદર્શી બ્રિટિશ-ઉષાના પવિત્ર ઓજ,
તત્સવિ. દૈવસ્ય ભર્ગને વન્દન કરીએ રોજ.

ઉર-પસલામાં રાજ્યભક્તિ-જળ,
ભરી ભરી હર્ષે અર્ઘ્ય પ્રતિ પળ.
સ્વીકારો તે [1]કર સ્વદિવ્યકર[2]!
દિયો અંજલમાં પ્રજોન્નતિ-વૃષ્ટિ તણા દાન અમોઘ.

અનસ્ત વિક્રમ કિરણ તમારાં,
મહાસાગરોય શોષવનારાં,
પણ [3]ભક્તાબ્જને ખીલવનારાં,
સરો આપ આતપ પ્રતાપ તપ તણો અખંડિત ઓઘ.

તેજ સમેટ્યાં પાવની રાત્રે,
રામ, ધર્મ, વિક્રમ-[4]સન્ધ્યાર્કે,
ફરી અવતરી તે રૂપે [5]સુમિત્રે,
આજે તેની કીર્તિ-કાન્તિનાં આભ ઉર ઝગ્યા ઓજ.

---

૧ વેરો. ૨ હાથ. ૩ ભક્તરૂપ કમળ ૪ સાયંકાળના સૂર્યે ૫ સુંદર સૂર્યે

# અર્પણ પત્ર.

ધોરાજીવાળા, વૈદિક ધર્માનુરાગી, દાનપ્રવીણ, શ્રીયુત ભાણજી-
ભાઇ ડાહ્યાભાઇ જંગબારી, કે જેઓએ અનેક વર્ષ આ-
ફ્રિકામાં જંગબાર શહેરના સરકારી કસ્ટમના સુપ્રિન્ટેન્ડેન્ટની
ઉચ્ચ પદવી પામી ત્યાંના અવૈદિક જંગલ-જંગમાં વૈ-
દિક ધર્મના આર્યવીર રક્ષક-સુપ્રિન્ટેન્ડેન્ટ બની
શ્રુતિ-શતઘ્નીના મંગલ બહાર ગર્જાવી આર્યસ-
માજ-રાજ્યાધિકાર ચલાવ્યો; તથા એક
સુયોગ્ય રાજભક્ત-પેન્શનર પણ થયા.
સમ્પ્રતિ કાઠિઆવાડના રાજનગર રા-
જકોટમાં વસી વૈદિક ધર્મના ઉદ્ધા-
રાર્થે મન, વચન, કર્મથી પરમ
પુરુષાર્થ આરંભ્યો છે, જેનાં
પ્રાથમિક પ્રત્યક્ષ પ્રમાણ
ચિહ્નરૂપ આ પુસ્તક પ્ર-
સિદ્ધ કરવાનું મને સદ્-
ભાગ્ય પ્રાપ્ત થયું છે.
એવા ઉદારચરિત
સદાશયના હૃદયકં-
ઠમાં વૈદિકધર્મના
ઉપકારના સ્ને-
હોપહાર
તરીકે
આ
शाकुन्त संगीतावलि
પુષ્પહાર આરોપું છું.

સંસાર-સુહૃદ
શંકર.

# પ્રાસ્તાવિક સંવાદ.

ભોગી૦—કઈ કાવ્યવાટિકાનાં કુસુમો સુંઘો છો ? યોગિન્!

યોગી૦—અમે કુસુમો કરતાં ફળોના વધારે ભોગી.

ભોગી૦—ત્યારે સુરભિથી તો વંચિતજ રહેવાના!

યોગી૦—સુરભિ માત્ર એક ઘ્રાણેન્દ્રિયનેજ સંતોષે છે, ત્યારે ફળરસાસ્વાદ સંપૂર્ણ જીવનને પરિપોષે છે.

ભોગી૦—ત્યારે શું સુમનસ્–સૌરભને સ્વાદનારા અમારાં જીવનવન શુષ્ક છે ?

યોગી૦—ખેર, શુષ્ક તો નહિ, પણ આડંબર રૂપ ખરાં.

ભોગી૦—કેવી રીતે ?

યોગી૦—જિંદગીમાં સૌથી પ્રથમ અંતરંગ આવશ્યકતા જોવી જોઇએ, અને ત્યાર બાદ બહિરંગ. હવે હું તમને પૂછું છું, કે જીવનને જીવાડનાર ખોરાક છે, કે સૌરભ ? સ્મૃતિ રહે કે સુરભિને પ્રાણવાયુના અર્થમાં ન લઈ જતા!

ભોગી૦—ત્યારે તો ખોરાક.

યોગી૦—ખાઇ પીને તૃપ્ત થયેલા, કે હૃષ્ટપુષ્ટોને પુષ્પમાળાઓ રૂચશે, ક્ષુધાર્તો કે દુર્બળોને નહિ.

ભોગી૦—ત્યારે તમે શુ ભૂખ્યા છો, કે સુરભિને તિરસ્કરી ફળોનેજ અંગી કરો છો ?

યોગી૦—હું તો શુ પણ મારો આખો દેશ ભૂખ્યો છે ! અતઃ અધુના અમને વિશેષ જેની આવશ્યકતા છે, તેને સ્વીકારૂં છુ. મતલબ કે હું ઉપયોગિતાવાદી છુ, આડંબરવાદી નહિ. જેમ નેકટાઈ તથા કોલરો પરિધાન–શાસ્ત્રના નિયમથી સર્વથા અનાવશ્યક છે, છતાં દેખાવ ખાતર સ્વીકારી લઇએ તોપણ પ્રથમ શરીરસંરક્ષક વસ્ત્રો અપેક્ષિત છે. અત્તર, સેન્ટ, લવંડર આદિ શુદ્ધ વાયુમાં વસનારને અનુપયોગી છે, છતાં શોખ ખા-

તર માનીએ તોપણ દીનનઅાવસ્થામાં તેઓ નહિ શોભે. તીખાં તમતમાં તામસ કહેવાતાં રસનાં રાયતાં, ચટણીની હાજરીને જરૂરતજ નથી, છતાં સ્વાદ ખાતર ગણીએ તોપણ ભૂખ્યાંને તે નહિ પ્રીછે.

ભોગી૦—આ સર્વ ઠીક છે, પણ આપણી વાત સાથે તેનો શો સબંધ છે ?

યોગી૦—તે હું તમારા મુખથીજ સિદ્ધ કરાવું છુ. કહો, સદ્‌વૈદ્ય કોણ ?

ભોગી૦—રોગને યોગ્ય ઔષધિ આપે તે.

યોગી૦—એટલુંજ નહિ, પણ રોગાગમન પૂર્વેજ તેને દૂર રાખવામા પ્રવૃત્ત થાય, આરોગ્યના ઉપદેષ્ટા થાય, અને આખર નાડી જોઈ ચિકિત્સા કરી તમે કહ્યું તેમ રોગીને પોતાનો સ્વાર્થનો ભોગ કર્યા વિના આરામ બક્ષે તે. એવીજ રીતે સલ્લેખક પણ. ત્યારે કહો, કે અત્યારે ભારતવર્ષ અન્ય દેશોની અપેક્ષા રોગી છે, કે નીરોગ ?

ભોગી૦—રોગી.

યોગી૦—ત્યારે તેને કેવું સાહિત્ય અપેક્ષિત છે ? રોગવર્ધક કે રોગનાશક ?

ભોગી૦—બીજા પ્રકારનુંજ તો.

રોગી૦—તો પછી જ્યારે નીરોગને પણ ક્ષુદ્ર વૃત્ત્યુત્તેજક, કામોદ્દીપક, તથા મિથ્યા ભાવ–કલ્પના–ભ્રમોત્પાદક ગોળી, યાકૃતિ કે આસવો નુકસાનકારક છે, ત્યારે રોગીને માટે તો શકાજ શી ' આવા પ્રકારનાં સાહિત્યની પણ સમાન અસર,

Much of what is called "light literature" is pernicious, and even immoral Show us the books and the papers which you read, and it will not be difficult to portray your character or to predict your future

It is stated upon good authority that

"Cervantes laughed away the chivalry of Spain" for 'Spain produced no heroes after the age of Don Quixote.' If a single book can change the character of an entire nation how much more easily may a youngman be beguiled and misled by an author who has the ability to make virtue appoar disgusting and vice attractive?

( Sylvanus Stall )

અત્યારે ભારતવર્ષ અન્ય દેશોની અપેક્ષા નિર્બળ છે કે પ્રબળ ?

ભોગી૦—ઘણોજ નિર્બળ.

યોગી૦—તો નિર્બળને વીર્યવર્ધક તથા પુષ્ટિકારક ઉપાય, અને સાથે પરેજ અભીષ્ટ છે. જ્યારે પ્રબળને પણ કહેવાતા શૃંગારનાં વિષયવિષયુક્ત રસના રાયતા ચડી જઇ તેમને હેરાન હેરાન અને અર્ધ ક્લીબ કરી નાખે છે, ત્યારે તેવી નિર્માલ્ય ભાવનાઓમાં નપુસક થઈ ગએલા નિર્બળને તો નષ્ટપ્રાય બનાવી મૂકે તેમાં આશ્ચર્ય શુ ? એજ કારણ છે, કે જીવનને માત્ર સૌન્દર્ય માનનારા લોકો જે પુસ્તકોને 'અહાહા !'ની નજરથી જુએ છે, તેવાં પુસ્તકોનીજ ખરા તત્ત્વવેત્તાઓ પૂરી ઝાટકણી કાઢે છે. જેમકે મહાત્મા **ટોલસોયે** શેકસ્પીઅરની, **સ્વામી દયાનંદે** કાળિદાસાદિની, **સોપનહોરે** પણ તેવા ગ્રન્થોની, અને પુનઃ ડોકટર **સ્ટૉલ** પોતાના ' વૉટ આયગ મૅન ઑટ ટુ નો' એ ગ્રન્થમાં નીચે પ્રમાણે લેખની ચલાવે છે:—

To be pure in body and in life one must be pure in mind. Not only is the mind to be kept puro but the imagination must be carefully guarded Perhaps nothing contributes more to the defilement of the mind than the reading of impure books. There are hundreds of books issued every year by otherwise reputable publishing houses, the characters of which are interesting to the reader, only because they app-

eal to his sensual nature and the result is that unconsciously, their minds are defiled, their imagination polluted, their virtue overthrown and their bodies debauched. There are books that lie exposed in the houses of respectable people the influence of which upon the life and upon the thought is to sap the vital forces of the body.

ભોગી૦—ત્યારે શું ઉપન્યાસો કે આનદ આપનારાં કાવ્યોની આવશ્યકતાજ નથી ?

યોગી૦—આનદ આનંદમાં પણ ભેદ છે. એવો આનદાભાસ નહિ હોવો જોઇએ, કે તે કોઈ પણ અવસ્થામાં તમારાં મન, વચન કે કર્મને ભ્રષ્ટ કરે; તમારાં જીવન સત્ત્વને નષ્ટ કરે, અથવા તો વસુથી પણ વધારે ઉપયોગી વેળાનો મિથ્યા વ્યય કરે. વળી શેલી, બાયરન, ટેનીસન, વર્ડ્ઝવર્થ આદિ પાશ્ચાત્ય કવિઓનાં અનુકરણ કરનારા અત્રત્ય કવિઓએ ધ્યાન આપવું જોઇએ, કે પશ્ચિમ ભોજનથી તૃપ્ત થઇ ઉદર ઉપર હાથ ફેરવતુ બેઠું છે. તેને પચાવવાને જે સાહિત્ય ત્યાંના લેખકો આપે છે, તે આ ભૂખ્યા તરસ્યા કગાળ દેશને હાલમાં અપેક્ષિત નથી, ન તેને તે હષ્ટિ, પુષ્ટિ, કે તુષ્ટિ અર્પી શકે.

ભોગી૦—ત્યારે કહો તમારા હાથમાં એવું કયુ અભીષ્ટ કાવ્યફળ છે ?

યોગી૦—'**સતી સંગીતાવલિ**'ના કર્તાનુ **શંકર સંગીતાવલિ**'નામક.

ભોગી૦—'સતી સંગીતાવલિ'ને ઘણાં વર્તમાનપત્રો તથા વિદ્વાનો તરફથી સ્વસ્ત્યુદ્દગારો મળ્યા છે, પણ સમાલોચક, ત્રિમાસિક તથા તેવાઓએ તે આવલિને રસનાં રાયતાં વિનાની આલોચી છે; તેવુંજ 'શકર સંગીતાવલિ'ને માટે તો નથી ને ?

યોગી૦—સતી સંગીતાવલિ પણ સ્ત્રીઓ માટે ઉપયોગિતાવાદનો સ્વીકાર કરનાર કાવ્ય છે, અને તેથી દયારામ જેવાનાં ડૉકટર સ્ટૉલે કહ્યાં તેવાં અનીતિવર્ધક, હાનિકારક, દુષ્ટ રસાત્મક કાવ્યને તેના લેખકે ઝાટકી કાઢેલ; અતઃ પરંપરાથી વિષયવિષસપૃક્ત રજો-

વીર્યેત્પન્ન અમારી દુર્ભાવના રૂપ વાદળીઓ (Science of engenies થી) સંગીતાવલિના રચયિતાના ઉચ્ચ આદર્શ-અર્કને પ્રજાકીય નૈતિક દૃષ્ટિમાંથી આવરવા ભલે મથે, પણ તે કાળી કલ્પનાની વાદળીઓ ભાસ્કરના પ્રખર કર–પ્રહારથી વિદીર્ણ થઇ શુદ્ધ ભર્ગને ભાસવા દેશે.

ભોગી૦—ખરેખર, હવે મારે એટલુ તો કબુલવું પડે છે, કે ગુજરાતની પ્રજા તો એવાં મનાતાં રસનાં રાયતાં ચડાવી ચડાવી નપુંસક જેવી થઇ ગઇ છે; તેમાંથી તેમને ઉદ્ધારનારાં, ઉત્તેજનારાં સાહિત્યની જરૂર છે.

યોગી૦—તો તે આવી સંગીતાવલિમાં દૃષ્ટિગોચર થાય છે. એકેશ્વરવાદ, વેદ ઉપર જાતીયતાની રક્ષા, ખરૂં આર્યત્વ તથા દેશાભિમાન, આત્મિક ધૃતિ, સત્યનિષ્ઠા, બ્રહ્મચર્ય, ગુરૂકુળ–શિક્ષણ-પદ્ધતિ, વર્ણાશ્રમની મર્યાદા આદિ અનેક ઉપયુક્ત વિષયો પર શાન્ત તથા વીર રસોત્પાદક કાવ્યો આમાં છે.

ભોગી૦—આ આવલિનો લેખક છે તો પૂર્ણ સસારસુધારક.

યોગી૦—હા, અને તેટલા માટે ભારતવર્ષ પર ખરાં ક્રૂર સત્તાત્મ રાજ્ય રૂપ (despotism) જ્ઞાતિ જાતિઓ, પ્રચલિત કુરૂઢિઓ, તથા ધર્મને નામે ધતીંગોની તેમણે દાઝતા દિલથી પૂરતી ખબર લીધી છે.

ભોગી૦—ખરેખર, દેશની પડતીનો કારણ કાર્ય (cause aad effect) સંબંધ વિચારીએ તો આવા સડા–કીડાઓજ પૂર્વથી તેનાં મૂળને ખોખલા કરતા નજરે પડે છે. અત. દેશનો વર્તમાન રોગ સમીક્ષી તેને આવશ્યક ઔષધિ આપનાર દેશ કે સાહિત્ય, અર્થી, આડંબરી, ગોળી, યાકૂતિ, આસવ વેચનારા દાંભિક લેખક–વૈદ્ય કરતાં કમ સેવા કરનાર નથી.

યોગી૦—જોહ્ન સ્ટુઅર્ટ મીલે વાસ્તવિક કથ્યું છે કેઃ—

Even despotism does not produce its worst effect so long as individuality exists under it and whatever crushes individuality is despotism by whatever name it may be called.

અને તેટલા માટેજઃ—

'એ કોણ નહિ ઇચ્છે ગુલામી રૂઢિઓને તોડવા?
'એ કોણ નહિ પ્રાણો દિયે ઋષિ ઋણ શિરથી છોડવા'?

તથા

'એ રૂઢિ રાક્ષસી મારતાં મહાભારતો લડવા પડે.
'એ જ્ઞાતિ-કિલ્લા તોડતાં કંઇ જંગ ખેડાવા પડે.
'સ્વાતંત્ર્ય સાચું સાધતાં કંઇ બત્રીસા દેવા પડે,
'પૂછો લ્યુથર સુધારકોને આગમાં બળવાં પડે'.

ઇત્યાદિ ઉદ્દગારો તેમણે યથાર્થ ટાંક્યા છે

વળી આ ડીસ્પોટીઝમ લેખક ઉપર પૂર્ણ વીત્યુ છે, એટલે જો કે કેટલાક વધારે પડતા કર્ણરસિકોને તેમાં કઠોરતા પ્રતીત થશે, પણ એ જ્ઞાતિ-નાદીરશાહી અને રૂઢિ—ઔરંગઝેબીના જે શિકાર થયાછે, તેને તેમાંથી આશ્વાસન, તેની સામે લડનારને ઉદ્દીપન તથા ભવિષ્યને માટે ઉદ્બોધન મળશે.

ભોગી૦—સતી સગીતાવલિમાં સ્ત્રીઓ માટે પાતિવ્રત્ય ધર્મ સબંધમા એટલુ લખ્યું છે, કે કંઇ અજ્ઞ પુરૂષો ધૃષ્ટ બનવાનો પ્રસંગ લે, તો આ શકર સગીતાવલિમાં પુરૂષોને માટે પત્નીવ્રત ધર્મ સબધી ટકોર છે કે નહિ?

યોગી૦—પુષ્કળ છે. વળી જો કે સતી સગીતાવલિમાં સ્ત્રીઓની પદવી, અધિકાર તથા મહત્તા સબધમાં પણ ઘણું લખવામા આવ્યું છે, તથાપિ આ આવલિમાં પાશ્ચાત્ય પડિતોના સ્ત્રીજાતિ માટે જે સમર્યાદ તથા માનનીય અભિપ્રાયો છે, તેને 'નારી મહત્ત્વ' એ નામક શીર્ષક નીચે ટાંક્યા છે, જેથી લેખકની તે જાતિ પરત્વેની શુદ્ધ પક્ષપાતતા સિદ્ધ કરે છે. કેટલીક કવિતા જેવી કે ' હીજડા કઇ માટીડાનું રાંડ ઉપર જોર છે. ' વાંચીને લેખક ઉપર ગ્રામ્યતા તથા કર્ણકટુતાનો દોષ કંઇ ભાષા રસિકડા મૂકશે, પણ નાટકના જેમ ઉત્તમ સારમય લેખોમાં હાસ્યરસ ટપકયા કરે, તેમ આવી કવિતા તેવા પુરૂષોના અનુભૂત ઉપહાસમય ચિતારરૂપ છે.

ભોગી૦—ખરેખર, તમારી સાથના સંવાદથી મને જ્ઞાત થયુ, કે અત્યારે દેશના સંયોગો જોતાં આવાં ઉપયોગી તથા જીવનપ્રદ કાવ્યોની ખાસ આવશ્કતા છે.

યોગી૦—અને તમારા જેવા ભોગી ભમરાઓ મિથ્યા પ્રેમલા પ્રેમલીઓના ટાયલા ભૂકારથી નિર્ગન્ધ આડંબર રૂપ પુષ્પો પર ગુંજી, ખાલી ભાવ–કલ્પનાની વાડીમાં ઊડી તેમાંજ રસ સમજી આન્તરિક ઉચ્ચ તત્ત્વને વિસ્મરી ગયા છે. તેઓ પુનઃ નીતિ, જાતિ, અને જીવન—શાસ્ત્રના ઉત્તમ આદર્શ ઉપર ઢળે, તો લેખકની આ કૃતિ દેશ તથા જાતિ ઉપર ઇશ્વરની પ્રત્યક્ષ કૃપાની આકૃતિ રૂપ મનાશે.



## સ્વોક્તિ.

શંકર સંગીતાવલિ લખાઇ રહી કે મારે તુરતજ વૈદિક ધર્મના પ્રચારાર્થે આફ્રિકા જવાનું બન્યું. અતઃ તેની વ્યવસ્થા આદિનુ સંપૂર્ણ કાર્ય મેં શ્રીયુત ભાઇ રામપ્રસાદ નારાયણને સોંપ્યુ જે તેમણે કૃપા પૂર્વક સ્વીકાર્યું, તેમજ પ્રુફ સુધારવાનું અને કોશ મૂકવાનું કાર્ય **મ. રામજીભાઇ કુબેરદાસ ગણાત્રાએ** સ્વીકર્યું, તદર્થ હું તેઓનો ઉપકૃત છું.

ઇશ્વર ભક્તિનાં કેટલાંક પ્રેમમય કાવ્યોમાં પ્રિયા શબ્દના પ્રયોગ સ્થળમાં 'સખી,' 'અમા', 'અંબા', 'માતા' બોલ પણ વ્યવહરાય. દિલબરના સ્થાનમાં 'ઇશ્વર.'

મારાં સતી સંગીતાવલિ પુસ્તક ઉપરથી મને સામાન્યત અનુભવ મળ્યો, કે બહુ ઉંચા કાગળો, છપાઇ કે પુઠાં આદિમાં વધારે પડતા વ્યયથી ગ્રન્થને મૂલ્યવાન થવા દેવો એ દેશના અત્યારના સંજોગો જોતાં લોકોમાં ગ્રન્થના બહોળા ફેલાવામાં બાધક છે, જેથી આ શંકર સંગીતાવલિ માટે તેવા પ્રયાસની દરકાર રાખીજ નથી. આશા છે, કે ગુર્જર પ્રજા મારા આ ગરીબ પણ ઉત્સાહી પ્રયાસને સત્કારી ઉત્તેજશે.

ઇત્યોમ્ શમ્

**શંકર.**

મોમ્બાસા, ઇસ્ટ આફ્રિકા.



# અનુક્રમણિકા.

## સુખી જીવન.



## વિદ્યા, બ્રહ્મચર્ય, ગુરુકુલ, ઋષિજીવન ઇત્યાદિ.

# શુદ્ધિપત્ર.

| ભજન. | પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|---|
| ૧ | ૧ | ૨ | માતરો | માતરૈઃ |
| ૩ | ૨ | ૧૦ | શશિ | શશી |
| ૫ | ૪ | ૨૨ | સો | સૌ |
| ૫ | ૪ | ૨૩ | સો | સૌ |
| ૬ | ૫ | ૨૦ | થઇ એ | થઇએ |
| ૯ | ૭ | ૫ | ગોતમ | ગૌતમ |
| ૯ | ૮ | ૨૩ | સો | સૌ |
| ૯ | ૭ | હેડિંગ | પર્વ | પૂર્વ |
| ૧૦ | ૯ | ૧૧ | સાર્વભોમી | સાર્વભૌ મી |
| ૧૦ | ૯ | ૧૧ | સોની | સૌની |
| ૧૧ | ૧૦ | ૫ | ચેતન્ય | ચૈતન્ય |
| ૧૨ | ૧૧ | ૭ | સો | સૌ |
| ૧૭ | ૧૫ | ૧ | સો | સૌ |
| ૨૩ | ૨૩ | ૧૧ | આ ધાત | આધાત |
| ૩૪ | ૨૭ | ૧૧ | પૂલ | પૂટ |
| ૪૦ | ૩૩ | ૧ | ગોષ્ઠ | ગોષ્ટ |
| ૭૨ | ૫૫ | ૧૬ | મેથુન | મૈથુન |
| ૭૯ | ૬૦ | ૬ | શ્રા | શ્રી |
| ૮૨ | ૬૩ | ૧ | આહ્વપિત્રી | આહ્વયિત્રી |
| ૯૧ | ૭૪ | ૨ | વદવાડ | વદવા |
| ભજન નીચેની ટીપ | ૭૫ | ૧ | એકલે | એટલે |
| ૯૫ | ૭૭ | ૫ | પટ | પર્ |
| ૯૬ | ૭૮ | ૩ | સ્રષ્ટિ | સૃષ્ટિ |
| ૧૦૨ | ૮૬ | ૧૬ | जायतं | जायत |
| ૧૦૩ | ૮૭ | ૯ | [illegible] | सृष्ट्यादौ |
| ૧૦૪ | ૮૭ | ૬ | નિામત્ત | નિમિત્ત |
| ૧૦૭ | ૯૦ | ૩ | પાણી | પાડી |
| ૧૦૮ | ૧૦૦ | હેડિંગ | મહત્વ | મહત્ત્વ |
| ૧૫૫ | ૧૩૦ | ૭ | આનાદિ | અનાદિ |
| ૧૫૯ | ૧૩૨ | ૩ | જમમા | જગમાં |

ઓ૩મ્

# શંકર સંગીતાવલિ.

## ૧ વન્દે પિતરૌ માતરૌ.

( મને સહાય્ય કરશે મોરારિરે )

વન્દે પિતરૌ ઓ જ્યેષ્ઠ–¹શક્તિપાણિ૦.
વન્દે માતરૌ ભૂદેવી મેરી રાણી:
થઈએ વિજ્ઞાની વેદાન્ત પ્રમાણી,
અને ચક્રવર્તી હિન્દ બ્રિટાની૦ - વન્દે૦ ટેક
કર્તવ્ય કર્મોના છોડ ઉગાડી,
લીલી કરીએ સ્વતન્ત્રતા વાડી,
પાઈ આત્માર્પણ–પાણી
લઈએ મુક્તિ-ફળ લ્હાણી૦ વન્દે૦ ૧
કુસંપ ક્લેશોના કાંટા ઉખાડી
ઝેરી વેરી કીડાઓ નસાડી.
પ્રેમ-ખાતર પૂર્ણ પાડી,
સુશક્તિ વાડ આડી૦ - વન્દે૦ ૨
આત્મૈક્ય-પ્રાણોના વાયુ વહાવી,
વીજ ચેતનતાની ચમકાવી,
કરીએ **ઓ૩મ્** ધ્વનિ ગજાવી,
શાન્તિ વિશ્વે વર્તાવી૦ - વન્દે૦ ૩

## ૨ માતાને વન્દના.

( તુમસે લાગી નજરિયા હમારીરે. )

વન્દું વન્દું સુમાતા અમારી રે,
જ્ઞાનદાત્રી સરસ્વતી અમારી રે૦ - - વન્દું૦ ટેક.
વેદ રૂપ બિન્દિ કંકુની તુજ ભાલ ઝગમગે,
ઉપવેદ રૂપ કંઠ હીરાહાર ઝગમગે;

૧ શક્તિ છે હાથમાં જેમના (બેના)

વેદાંગ-મોતીકંકણો બે હાથ ખણુખણે,
ઉપાંગ-હેમઝાંઝરો બે ચરણ ઝણઝણે;
પ્રકૃતિની પચરંગીલી સાડીરે૦— વન્દુ૦ ૧
ઉપનિષદ્-પુષ્પવેણી શિરે માન શોભતી,
રામાયણ-ભારત-વાળી કર્ણ ઓપતી,
નથ નાકમાં ગીતાજી અંજન મનુસ્મૃતિ,
[1]બ્રાહ્મણો તણા મુખે તાંબુલ ચાવતી;
સામ ગાવા વીણા શ્રુતિ તારીરે૦— વન્દુ૦ ૨

---

## ૩ ભારતને સ્વસ્તિ.

( ધીમા ધીમા ચાલો મારા પ્રાણરે )

સ્વસ્તિ સ્વસ્તિ ભારત આર્યસ્થાન રે;
જ્યોર્જ મેરી પ્રીતિને ખોળે રાજી રહ્યાં.
ગુણે છાજી રહ્યાં, પ્રજા પ્રાણરે૦—સ્વસ્તિ૦ ટેક

બ્રાહ્મણ મુખ બંગાળ છે, આપે બુદ્ધિ લાભ.
ક્ષત્રિ બાહુ બળવંત બે, દક્ષિણ ને પંજાબ.
કાઠીઆવાડ ગુજરાત વૈશ્યો ઊરુ,
રાજપૂતાના હિંમતી હૈડું શૂરુ,
ક્ષેત્ર છાતી વિભાગી પાણીપત કુરુ,
ધન ખાણરે૦—સ્વસ્તિ૦ ૧

સમ પટ્ ઋતુ વસ્ત્રો રૂડાં, ફળદ્રુપતા શૃંગાર;
રવિ શશિ ચાંલ્લા ચળકતા, ગિરિવર શૃંગ કપાળ.
ઉચ્ચ શિરે હિમાચળ છત્રી ધરે,
મલયાચળ વાયુ સુપંખા કરે;
અર્ઘ્ય ગંગા ને યમુનાનાં ચરણે ઝરે,
સામ ગાનરે૦—સ્વસ્તિ૦ ૨

બ્રહ્મ તત્ત્વ ભોજન મુખે, વેદ વાણનાં પાન,
ધર્મ કર્મ મુખવાસ છે, તંબોળો વિજ્ઞાન.
આત્મભાવનાની ભરતી ઉર સાગરે ચડે,

---

૧ શતપથ, ગોપથ આદિ.

સ્વાર્થ જડતા અરાજકતાના ઓટો ઉતરે,
શ્રુતિ દીવાદાંડીથી ચેતનતા પ્રસરે,
વિશ્વધ્યાનરે૦—સ્વસ્તિ૦ ૩

---

## ૪ ભારત મહિમા.

( ઓ મનહર ચતુર સુઘડ જીવન ચિત્તના ચોર છો )

ઓ તન મન ધનથી અધિક ભારત તું પ્રિય પ્રાણ છો.
આ...ત્મા,
અમને સુખદ ભાણ છો,
મહાત્મા,
વેદ વિજ્ઞાનની ખાણ છો,
આ......હા.— ઓ૦ ટેક
દેશ બધા શિષ્યો તુજ સામે,
આદિ ગુરૂ તું તુજને નામે,
વિશ્વ માત્ર તુંથી આશ્રય પામે૦—ઓ૦ ૧
પારસમણિ તું તારે સ્પર્શે,
લોહ બને હેમ,
કલ્પવૃક્ષ તું અક્ષયપાત્ર,
ચાર ખંડ લાણ છો,
ધન્ય,
ઋષિયોનું રહેઠાણ છો,
કુદરતનુ એધાણ છો.
ઉર્ણ પ્રતિમા, સ્વર્ગીય સીમા, દિવ્ય નામના,
વાહ વાહ,
શાસ્ત્ર સકળ સુજાણ છો૦— ઓ૦ ૨

---

## ૫ ભારતની પ્રાચીન અર્વાચીન દશા.

( શું કહું મારી વાત વિસ્તારી દુઃખ ભરી ભારી. )

ભેરવી.

હે ભૂમિ પ્યારી! સ્થિતિ શી તારી, દુઃખ ભરી ભારી, આવારી,
દેવી અમારી, જન્મ દેનારી, પાલનહારી, તું સારી૦— હે. ટેક.

તુજ ચક્રવર્તી હતું ગુરુપદ સર્વેની મહારાણી તેં,
આજે ભિખારી ગુલામડી થઇ મૂર્ખતાની રાની તે;
જ્યાં રામયુધિષ્ઠિર રાજ્યે રાજદ્રોહી ન કો હતા,
ત્યાં આજ નીચ અનાર્ય કૃતઘ્ની કંઈ દ્રોહી થતા.
...ના કરી શા' અંધા સરી શા ! કર્મની ગતિ શા ન્યારી૦--- ૧
તુ હેમવરણી ધરણી જ્યાં મોતી હીરા મણિ પાકતાં,
ત્યાં આજ ઊડે રાખ ખાવા કોદરા ફાંફાં થતાં;
...નાદેથી માગ્યા વર્ષતા, વરસાદ લીલા લ્હેરથી,
...યાં ધાય ખાવા અસુર કાળ દુકાળ કાળા કેરથી.
...ન નિધિ, અષ્ટમાસિદ્ધિ, ઋદ્ધિની થઇ ખુવારી૦— ૨
...ની દુધ ધારા અગણિત નદી પેઠ જ્યાં વહેતી હતી,
ત્યા પાણીના ફાંફા નજર જળ ઝાંઝવામાં ઝખતી;
...ગાફલ મેવા મિષ્ટ અઢળક ફાલમાં મબલક થતાં,
ત્યાં ચાવવાને પાતરાં કરી છાલનાં ફાંફાં થતાં.
...રકતાઇ', ખથી હરાઇ, શી સખ્તાઇ' કારી૦ - ૩
જ્યા ચાર આશ્રમથી જીવાતાં વર્ષ સોથી ચારસા,
ત્યા આજ ચાળીં પચાસમાં 'ભાઇ' રામ બોલો'ની ચીસો:
આયુર્વિદ્યા કર્મથી જ્યાં રોગચારા ના હતા,
ત્યાં આજ વ્યાધિ કોઢ, ક્ષય, બહુ તાવ મરકી ફુટીઆ.
...આવી આફત આવી તુ રહી ભાવીની મારી૦ ૪
જ્યાં ધર્મ વૈદિક ચાર વર્ણો એકના વિધા હતાં,
મતવાદ, લાખો નાતજાત, કુસપ, સો મૂર્ખાઇ ત્યાં;
ભક્તિ, સુશક્તિ, હતી બાળક વૃદ્ધ સો નરનારમાં,
...કે દ્રોહતા ને સ્વાર્થના કુપ્રપંચના વ્યવહાર ત્યાં.
...ર્મ અર્જેલે, અન્કર્મે અહીંલે, ને સપ વિધા લે ધારી૦ - ૫

---

## ૬ આધુનિક હિન્દ દશા.

(તાતનો ભરોસો નથીરે.)

હિન્દની દશા શી થઇ રે, અરેરે દેવી હિન્દની દશા શી થઇ રે૦—ટેક.
મહારાણી સૌની હતી, દેની વિદ્યાદાન,
આજ ભીખ, મૂર્ખાઇની, થઇ સરદાર મહાન;

કર્મની ગતિ શી ફરી રે, અરે રે આવી, કર્મની ગતિ શી ફરી રે૦ — ૧
આજ્ઞા પાલક દીકરા, લેતા જન્મ તમામ,
આજે પાકે દીપડા, કરે દી ફર્યા કામ;
ધર્મની મર્યાદા ગઈ રે, અરેરે સારી ધર્મની મર્યાદા ગઈ રે૦— ૨
સુવર્ણ સરખી જે હતી, હીરા મોતી પાક,
આજે ઉડે કાંકરા, ખાવા ન મળે શાક;
બરકત સૌ તુટી પડી રે, અધર્મે ભારી બરકત સૌ તુટી પડી રે૦ — ૩
મોઢે માગ્યા વરસતા, મેઘો અપરંપાર,
આજે ખાવા ધાય છે, જ્યાં ત્યાં કાળ દુકાળ;
યજ્ઞની ક્રિયા ખડી રે, સુખો દેનારી યજ્ઞની ક્રિયા ખડી રે૦ ૪
જ્યાં અગણિત વહેતી હતી, ઘી દૂધોની ધાર,
આજે કાફી ચાય ને સોડાવૉટર ક્ષાર;
ગાયની રક્ષા ટળી રે, જીવો ઉપકારી ગાયની રક્ષા ટળી રે૦ ૫
સો વર્ષોથી ચારસો, જીવાતા જીવ પ્રાણ,
આજે ચાળી પચાસમાં, 'રામ બોલ ભઈ રામ:'
બ્રહ્મચર્યા ગઈ મરી રે, બળવીર્ય દાયિની બ્રહ્મચર્યા ગઈ મરી રે૦— ૬
જ્યાં ત્યાં કાળો કેર છે, કુસંપ ક્લેશ અસાર,
ચોરી, સ્વાર્થતા, દુષ્ટતા, હડહડતા વ્યભિચાર;
નીતિની વેલી સડી રે, સદ્વર્તન સિંચી નીતિની વેલી સડી રે૦ — ૭
આવો આર્યો સૌ હવે, થઈએ એક સમાજ,
કરીએ આખા વિશ્વમાં, વેદ નૃપતિનું રાજ્ય;
**सत्यमेव जयते** સ્મરી રે, દેવતાની વાણી **सत्यमेव जयते** સ્મરી રે૦— ૮

---

## ૭ જોગણ હિન્દનું રૂદન.

(રસભર્યું આ જોબન જાય રસિક રંગીલા વિના.)

દુઃખભરી હું જોગણ હિન્દ, સપુત વીરલા વિના,
મુખ તણાં ખર્યા અરવિન્દ, ભક્ત વીરલા વિના૦— ટેક.
કોડો સુત છતે રહ્યું, વંઝામેણું આજ,
પામુ નહિ શ્રાદ્ધે અરે, પાણી, પિંડ, અનાજ૦— ૧
વીંછણનાં બચ્ચાં સમાં, ઉલટા ફોલે અંગ,
લીખ, જૂ પેઠે ચુસતા, માના લોહી અપંગ૦— ૨
નર્પણ જીવિત માતનાં, પિતૃયજ્ઞની સાથ,

હાય કુપાત્રો ભૂલતા, જેથી બની અનાથ૦— ૩
અર્જુન પ્રશ્ન શ્રીકૃષ્ણને, સાચો ગીતામાંય,
'વર્ણસંકરો પાકતા, થતાં ધર્મની હાણ'૦— ૪
'સંકર ઘાતકી વંશના, કુળોના દુઃખદેણ,'
'શ્રદ્ધ પિતૃ ના પામતાં, ધાન પાન સહેણ'૦— ૫
'જાતિધર્મ કુળધર્મના, કરનારા તે નાશ,'
'પૂર્વજ ગૌરવ તોડતા, સંતાનોના દાસ'૦— ૬
અર્જુનની શંકા ખરે, આજે થઇ પરિપૂર્ણ,
રહ્યું માન સુત કોટની, વધી નારકી ઋણ૦— ૭
મારા મૃત્યુ પ્રલય પછી, કરવાના શું શ્રાદ્ધ?
તમ કના કરશે મને? પામે ક્લેશ અગાધ૦— ૮
રામ, કૃષ્ણ, અર્જુન, બુદ્ધ, દયાનંદ ક્યાં આજ!'
હે પ્રભુ! મારાં બાળ તે, પાછાં મોકલી આપ.
પછી થાય શ્રાદ્ધ તર્પણ, નહિ તો મરણ, ધર્મ વીરલા વિના૦ ૯

## ૮ ભારતનો કરગરાટ.

(કાચબા કાચબીનો ઢાળ)

કરગરતી ભારત દેવી, રડવડતી હાલત કેવી રે૦—કરગરતી૦ ટેક
સુત કપુત અભાગીઆ તમે, પડ્યા છો મારે પેટ,
લીખ, જૂ માફક કાલના માથે, લાવીને હું પર વેઠ૦—— કર૦ ૧
વૈદિકજ્ઞાનથી ભ્રષ્ટ થયા, મૂક્યાં ધર્મ, કર્મ, સૌ વિવેક,
મતમતાંતરે, નાતનાતાંતરે, લડી મુઆ છો છેક૦—— કર૦ ૨
આનુ ન ખાવું ન પીવું ન આને અડવું, એ માન્યો ધર્મ,
ચોરી, જારી, બદમાસી, જૂઠાઇ, ન કરતાં લાવો કંઇ શર્મ૦——કર૦ ૩
'બાપદાદાનો આ ધર્મ અમારો' એ પકડી હોરાભાઇની નાડ.
ક્યા બાપદાદાનો ક્યો ધર્મ પાળોછો? એ જો બતાવો તો પાડ૦——કર૦ ૪
વસિષ્ઠ, વાલ્મીક, વિશ્વામિત્રાદિક, ગૌતમ, વ્યાસ, કણાદ,
બુદ્ધ શંકર આદિ બાપદાદાની, તમને કંઇ આવે છે યાદ૦—— કર૦ ૫
તે બોલતા ચાલતા પહેરતા શું. તેના આચાર વિચાર,
તે માંહેલા તમે કેવા છો આજે, તે શોચી લજ્જાઓ લગાર૦——કર૦ ૬
પડ્યા પ્રભુ મુખ માંહેથી તમે, બ્રાહ્મણો કો'છો શ્રેષ્ઠ,
કર્મ સ્વભાવ ને જ્ઞાન ગુણોમાં; શૂદ્રથકી પણ હેઠ૦—— કર૦

સંભાળો બાપદાદા એ તમારા, જે હતા ઋષિ મુનિ સત્ય,
ચુલા ફુંકો ભીખ માંગો હરામે, કરો પાખંડીનાં કૃત્ય૦— કર૦ ૮
નીચ વર્ણો કને કરગરીઆં કરી, લ્યો દાન ને પ્રેતઅન્ન,
ઉપર લખ્યા ક્યા બાપદાદા, આ ધર્મથી થાશે પ્રસન્ન ?૦—કર૦ ૯
આવ્યા હરિ તણા હાથથી તમે, ક્ષત્રિય વદો છો વાણ,
માંચીના માંકડ જેવા બન્યા છો, જેવી ઓઝલામાં રાંડ૦—કર૦ ૧૦
યાદ કરો મોટેરાઓને કેવા, અર્જુન કૃષ્ણજી રામ,
ગાંજો ફુંકો ને દારૂ ચડાવો, કરો પશુ કેરાં કામ૦— કર૦ ૧૧
જાયા હરિ તણી જાંઘથી તમે, બોલો વૈશ્યો બોલ,
બેની વેપારને ચુકી ગયા છો, તોડો પર્વજનો કોલ૦ કર૦ ૧૨
ગાય કૃષિને સાચવો કરો, પરમાર્થોનાં કામ,
સ્વાર્થ પ્રપચ ને કન્યાવિક્રય કરી, બોળો મોટેરાનાં નામ૦—કર૦ ૧૩
વર્ણવ્યવસ્થા તોડી દીધી બાધી, જુદી જુદી મન હોડ,
વીમકોટીના નોખનોખા છે, ચોતરા વીસ કરોડ૦— કર૦ ૧૪
આર્યત્વ પાછું ધારણ કરી, માનો ગુણ કર્મોથી જાત,
'મારૂ એટલું સારૂ' છોડી દઇ ગણો, 'સારૂ એટલું મારૂ' ભ્રાત૦—કર૦ ૧૫

---

## ૯ પૂર્વ હિન્દપર દૃષ્ટિ.

( લાવણી. )

સુણીએ છીએ કે દેશ આ સૌ દેશનો શિરતાજ હતો,
પણ અવિદ્યા ને કુસંપે થયો આજ અરે હતો.
ક્યા યુધિષ્ઠિર, ભીમસેન, સહદેવ, નકુળ ને ક્યાં અર્જુન ?
શ્રીરામ લક્ષ્મણ ગયા ક્યાં વળી ભરત ક્યાં ગયા શત્રુઘ્ન ?—ટેક.

ક્યા ગૌતમ, ભીષ્મ, કૃષ્ણ, બુદ્ધ ક્યાં ગયા ગજઋષિ ને મુનિવર ?
યોગીજન ક્યાં ગયા મહાત્મા ક્યાં ગયા મહાન્ તપેશ્વર ?
ક્યાં વસિષ્ઠ ક્યાં વાલ્મીકિજી ક્યાં વ્યાસ ગયા ક્યાં સુપરાશર ?
યાજ્ઞવલ્ક્ય ક્યાં ગયા ક્યાં ગયા પતંજલિ જેવા ઋષિવર ?
અગ્નિ વાયુ આદિત્ય અંગિરા બ્રહ્મા ક્યાં વળી નારદમુન ?
શ્રીરામ લક્ષ્મણ ગયા ક્યાં વળી ભરત ક્યાં ગયા શત્રુઘ્ન ?— ૧

ક્યા ચાલી ગઈ વેદની વિદ્યા ક્યાં ચાલ્યાં સત્ય ધર્મ કર્મ ?
ક્યાં રાજશ્રી ગઈ શક્તિ ક્યાં ગઇ ક્યાં ગઈ લક્ષ્મી શર્મ ?

ક્યાં ચાલ્યાં ગયા ચાર આશ્રમો ગયા, ચાલી ક્યાં ચાર વરણ ?
ક્યાં ઉંમર ક્યાં ગયાં વીર્યબળ ગયું રૂપ ક્યાં ક્યાં યૌવન ?
ક્યાં ચાલી ગઇ શૂરવીરતા, ક્યાં ક્યાં એ ધીરાપણ ?
શ્રીરામ લક્ષ્મણ ગયા ક્યાં વળી ભરત ક્યાં ગયા શત્રુઘ્ન ?— ૨
ક્યાં દયા ગઇ દાન ક્યાં વળી ધૈર્ય ઇન્દ્રિયનાં ગયાં દમન ?
શૌચ ક્યાં ગયાં વળી ગયાં ક્યાં સત્ય થકી મનનાં રંજન ?
ક્યાં ક્ષમા ગઇ ક્રોડી પ્રબળતા ક્યાં પવિત્રતા અંતઃકરણ ?
ક્યાં અક્રોધતા ન્યાય પક્ષ ક્યાં ક્યાં ક્યાં એ નિયમો પણ ?
ક્યાં સન્ધ્યા ક્યાં ગઇ ગાયત્રી જ્ઞાન ભક્તિ ક્યાં ગયાં ભજન ?
શ્રીરામ લક્ષ્મણ ગયા ક્યાં વળી ભરત ક્યાં ગયા શત્રુઘ્ન ?— ૩
ક્યાં ચાલ્યાં ગયાં ગાય બળદ ક્યાં બળી ગયાં એ જંગલ વન ?
દૂધ ક્યાં ગયાં ઘૃત ક્યાં ગયાં ક્યાં મલાઇ ને ક્યાં માખણ ?
ક્યાં ચાલી ગઇ સોમ ઔષધિ ગયાં ક્યાં વળી યજ્ઞ હવન ?
ક્યાં સામગ્રી ગઇ અન્નજળ ગયાં ક્યાં ગયા શુદ્ધ પવન ?
આરોગ્યતા શરીરની ક્યાં ગઇ ક્યાં ક્યાં આનંદ ચમન ?
શ્રીરામ લક્ષ્મણ ગયા ક્યાં વળી ભરત ક્યાં ગયા શત્રુઘ્ન ? — ૪
દેશદુર્દશા તણું અમે જો કરીએ આ જીભથી કથન,
થાકે રસના, નયન થાકતાં જો આ જોઇ કરે રૂદન,
દયાનંદ સરસ્વતી સ્વામીએ ભારતનું દુઃખ કર્યું હરણ,
વેદભાષ્ય કરી ધર્મ કર્મને પૂર્વે મર્મનું કર્યું જતન,
હવે આર્ય સૌ એક થઇને તન મન ધન કરજો અર્પણ,
ધર્મ, અર્થ, શુભ કામ, મોક્ષને પામી પ્હોંચો બ્રહ્મ સદન૦ — ૫
અરે હિન્દુ ! ક્યાં ગયાં બાપદાદાનાં આ સૌ નામ નિશાન ?
તમે કહો કે 'પકડી રાખ્યો અમે પૂર્વનો ધર્મ તમામ,'
કહો પછી આ ક્યાંથી આવ્યું કુટિલ અધર્મ તણું પરિણામ ?
'ધર્મ હણાનો હણે પળાતો રક્ષે' એ છે મનુની વાણ,
ધર્માભાસ તમે લઇ બેઠા તેથી જરૂર તમારી હાણ,
માટે ધારો તેજ ધર્મ જે વદે વેદ પૂરણ ભગવાન૦ — ૬

## ૧૦ શું હતું શું છે!!

( ઝુલણા—રાગ ભૂપ. )

જ્યાં સુધી હિન્દમાં વેદ કર્મો હતાં ત્યાં સુધી સો હતી લ્હેર લીલા,
ત્યારથી દુઃખમાં ડૂબવા માંડી તે જ્યારથી ફેલી સો સ્વાર્થ લીલા૦—ટેક.
આશ્રમો ચારથી વીર્ય સૌ રક્ષતા આજ દુષ્કર્મ છે ઠામ ઠામે,
પંચ યજ્ઞો બહુ ઘેર ઘેરે થતા આજ પાખંડ છે ધામ ધામે૦ — ૧
પ્રાણ આયામ યોગે ઈશોપાસના પ્રકૃતિપૂજનો ઢોંગ આજે,
ચાર વર્ણો હતા ગુણ કર્મો થકી આજ લાખો કુસંપે અહા જે૦ — ૨
પામતા સત્ય વિદ્યા ભણી અર્થને આજ સો પોપટા પેઠ ગોખે,
સાચી ભક્તિ હતી બાળથી વૃદ્ધમાં આજ ચોકે પડે સત્ય મોકે૦ ૩
જીવતાં જીવના વર્ષ સો ચારસો આજ છે 'રામ બોલો' પચાસે,
ધાન્ય લક્ષ્મી તણી રેલ છેલો હતી આજ સો ઝખતા કોડી આશે૦— ૪
આર્યભોમી હતું ગુરૂપદું જેમનું આજ ચેલાઈ સૌની સ્વીકારે,
અમ્રિકા ટ્રાન્સવાલાદિ દેશો બીજા ફૂલી કહી લાત મારી ભગાડે૦— ૫
હરિ ! આ દેશમાં જ્યોર્જ મહારાજનું દિવ્ય નૃપતિપણું શીર્ષ રાજે,
**यथा राजा तथा प्रजा** થાવું જ એ હિન્દીઓને ખરેખાત છાજે૦— ૬

---

## ૧૧ કેવાં સંતાન અમે છીએ !

( લાવણી. )

આજ્ઞામાં જેમની હતી દુનિયા એના કુળમાં અમે છીએ,
હતું માન નવખંડ સાતદ્વીપ મધ્ય જેમનું અમે છીએ૦— ટેક.
ચૌદ વિદ્યાના હતા જાણ જે એના કુળમાં અમે છીએ,
તેથી ચતુર છે પશુ હેવાન આજ એવાં સંતાન અમે છીએ;
વેદ પ્રમાણો હતા માનતા એના કુળમાં અમે છીએ,
માને પુરાણ ગપ્પા આજે એવાં સંતાન અમે છીએ;
સર્વ શક્તિની ખાણ હતા જે એના કુળમાં અમે છીએ,
હતું માન નવખંડ સાતદ્વીપ મધ્ય જેમનું અમે છીએ૦— ૧
બ્રાહ્મણ ખરા ગુણી હતા જ્યાં એના કુળમાં અમે છીએ,
થયા મૂર્ખ જાતિઅભિમાને એવાં સંતાન અમે છીએ;
ભલું સર્વનું હતા ઇચ્છતા એના કુળમાં અમે છીએ,
બુરાઇની કરી દુકાન આજે એવાં સંતાન અમે છીએ;

કરતા'તા વિદ્યાનાં દાન જે એના કુળમાં અમે છીએ,
પીર બબર્ચી ભીસ્તી ખર-ડીગ્રીધર સંતાન અમે છીએ૦— ૨
ઋષિ મુનિ અહીં હતા જ્ઞાની જે એના કુળમાં અમે છીએ,
ભાંગ ચરસમાં ગુલતાન બસ એવાં સંતાન અમે છીએ;
હતો દેવ ચૈતન્ય જેમનો એના કુળમાં અમે છીએ,
જેનો ઇષ્ટ જડ પત્થર આજે એવાં સંતાન અમે છીએ;
સંસ્કૃત વાણી હતી જેમની એના કુળમાં અમે છીએ,
સંકર વાણી વદે આજ બસ એવાં સંતાન અમે છીએ૦— ૩
પુષ્પ વિમાનો ઉડાડતા જે એના કુળમાં અમે છીએ,
જોતા મોટર જોઈ મટ આજ એવાં સંતાન અમે છીએ
હતા કર્ણ ભીમ ભીષ્મ દ્રોણ જે એના કુળમાં અમે છીએ,
ચુંટણ પર ધરી હાથ ઉઠીએ એવાં સંતાન અમે છીએ;
કૃષ્ણ, રામ, લક્ષ્મણ સમા હતા એના કુળમાં અમે છીએ,
હતું માન નવખંડ સાતદ્વીપ મધ્ય જેમનુ અમે છીએ૦— ૪
બાણ શતઘ્ની ભુશંડિ ફૂટતી એના કુળમાં અમે છીએ,
ફટાકીઆથી ફૂટે કાન આજ એવાં સંતાન અમે છીએ;
રણે રક્તનાં સ્નાન કરતા એના કુળમાં અમે છીએ,
પાણીને છાંટે અભડાઈએ એવાં સંતાન અમે છીએ,
ચક્રવર્તી સત્તા ચલાવતા એના કુળમાં અમે છીએ,
હતુ માન નવખંડ સાતદ્વીપ મધ્ય જેમનુ અમે છીએ૦— ૫
હતી બ્રહ્મચર્ય શક્તિ જેની એના કુળમા અમે છીએ,
થયા નપુંસક ખોઇ વીર્યબળ એવા સંતાન અમે છીએ;
લાખ સંહારી બાણ જેમનાં એના કુળમા અમે છીએ,
માખી મચ્છર માંકડ મારા એવાં સંતાન અમે છીએ,
સુગ્રીવ, હનુમત, અંગદ, અર્જુન એના કુળમાં અમે છીએ,
હતું માન નવખંડ સાતદ્વીપ મધ્ય જેમનુ અમે છીએ૦— ૬
વિશ્વોન્નતિમાં ધ્યાન જેમનાં એના કુળમાં અમે છીએ,
સ્વાર્થે વૈરમાં ધરે માન આજ એવાં સંતાન અમે છીએ;
પ્રાણી પર દેતા'તા પ્રાણ જે એના કુળમાં અમે છીએ,
મદ્ય, માંસ, ને મીન ભક્ષતા એવાં સંતાન અમે છીએ;
આર્યાવર્ત સંસ્થાન જેમનું એના કુળમાં અમે છીએ,
જેનુ સ્થાન હિન્દુસ્તાન હવે એવાં સંતાન અમે છીએ૦— ૭

અટળક જેને ધાન્ય ધન હતાં એના કુળમાં અમે છીએ,<br>
ભોજન વિણુ થઇ ગયા મુવાલી એવાં સંતાન અમે છીએ.<br>
સત્યાસત્ય લેતા'તા જાણી જે એના કુળમાં અમે છીએ,<br>
અસત્યથી લીએ ખુરૂ માની હવે એવાં સંતાન અમે છીએ.<br>
હરિશ્ચન્દ્ર ને રામ યુધિષ્ઠિર એના કુળમાં અમે છીએ,<br>
હતું માન નવખંડ સાતદ્વીપ મધ્ય જેમનુ અમે છીએ૦— ૮<br>
ધર્મ એક ને જાતિ એક ને વાણી એક પછી અમે છીએ.<br>
પ્રભુની ભક્તિ સ્વકર્જ શક્તિ ધરી હાથ પછી અમે છીએ,<br>
ધૃતિ ક્ષમા ચાતુર્ય વીર્ય લીધાં ઉરે પછી અમે છીએ,<br>
નીતિ, રીતિ ને સ્થિતિ સંપમાં પ્રીતિ જુતી તો અમે છીએ.<br>
સ્વાભિમાનમાં ધ્યાન, ભાન, ને સાન થાય તો અમે છીએ,<br>
નહિ તો ડુબતી નૌકા હિન્દે છીએ આજ તે છીએ છીએ૦—૯

---

## ૧૨ પૂર્વજોનું સ્મરણ.

( નજર કરો નાથ જરા ઓળખી હ્યો નારી )

સ્મરણ કરો આર્ય ! જરા પૂર્વજો તમારા,<br>
છો શું તે તમેય આજ મૂર્ખ ને ભિખારા ?૦–ટેક૦<br>
અગ્નિ, વાયુ, અંગિરા, ઋષિઓ વળી આદિત્ય,<br>
વેદ જ્ઞાનને પામીઆ, આદ બ્રહ્મથી નિત્ય,<br>
ઋગ્ યજુર્ અથર્વ અને સામના દેનારા૦— સ્મરણ૦ ૧<br>
ધનુર્, આયુ, ગાંધર્વ ને અર્થ, ચાર ઉપવેદ,<br>
શસ્ત્રશાસ્ત્ર ઐહિક તથા આત્મિક સો ઉપદેશ.<br>
વૈદક ને ગાન શિલ્પશાસ્ત્ર જાણનારા૦ — સ્મરણ૦ ૨<br>
શિક્ષા, કલ્પ, નિરૂક્ત ને જ્યોતિ વ્યાકરણ છંદ:<br>
નિઘટુ, બ્રાહ્મણ, રચક બહુ, પાણિનિ, યાસ્ક ઋષિ વૃન્દ;<br>
ધાતુકોષ વ્યુત્પત્તિ ખગોળ શોધનારા૦— સ્મરણ૦ ૩<br>
ન્યાય, મીમાંસા, સાંખ્ય, વૈશેષિક, યોગ, વેદાન્ત,<br>
ગૌતમ, જૈમિનિ, કપિલ ને કણાદ, પતંજલિ વ્યાસ;<br>
તત્ત્વ, તર્ક, સત્પદાર્થ જ્ઞાન અર્પનારા૦— સ્મરણ૦ ૪<br>
મનુસ્મૃતિ ને ઉપનિષદ્ વળી રામાયણ ગ્રન્થ,<br>
મહાભારત, બૃહત્કથા, નાટકાદિ સુવૃત્તાન્ત;<br>
વાલ્મીક વ્યાસાદિ ઇતિહાસો લખનારા૦— સ્મરણ૦ ૫

વિશ્વામિત્ર વસિષ્ઠ કર્ઇ ધનુ વિદ્યાના જાણુ,
પૂલ સમુદ્રે બાંધીઓ, નલ, નીલ શિલ્પસુજાણુ;
કોણ એ હના ઉંચે વિમાને ઊડનારા૦— સ્મરણુ૦ ૬
કાલિદાસ ને ભવભૂતિ, શ્રીહર્ષ, દંડી, બાણુ,
માઘ, ભટ્ટી, ભર્તૃહરિ, જગન્નાથ કવિ મહાન્:
કાવ્ય નાટ્ય અલંકાર રસ બનાવનારા૦— સ્મરણુ૦ ૭
બુદ્ધ, કુમારિલ ભટ્ટ ને સ્વામી શંકરાચાર્ય,
દયાનંદ સ્વામી ઋષિ વૈદિક ધર્માચાર્ય;
તત્ત્વજ્ઞાનદર્શી ધર્મે પ્રાણુ આપનારા૦— સ્મરણુ૦ ૮
તમે ઓલાદો તેમની તમમાં તેનાં રક્ત,
થાઓ પાછા તે સમા, બની તેમના ભક્ત:
ધિક્ ધિક્ જો તમે ન પૂર્વજો ઉદ્ધાર્યા૦— સ્મરણુ૦ ૯

---

## ૧૩ વીરોનું સ્મરણુ.

( નજર કરો નાથ જરા ઓળખી ક્યો નારી )

નજર કરી આર્ય ! જુઓ વીરલા તમારા,
છો તમે હજુય આમ રંક હીચકારા૦–નજર૦ ટેક
રામચંદ્ર, લક્ષ્મણુ, બલી, સુગ્રીવ જાંબુવાન,
બ્રહ્મચારી હનુમાનને ઇન્દ્રજીત બલવાન,
લંકા રણક્ષેત્રમાં દિશા ડોલાવનારા૦– નજર૦ ૧
ભીષ્મ, દ્રોણુ, કૃપ, કર્ણુ, ને જયદ્રથ, અશ્વત્થામ,
કૃષ્ણાર્જુન, દ્રુપદ, ભીમો, ધૃષ્ટદ્યુમ્ન, અભિમન્યુ,
યુદ્ધ મહાભારતે ધરા ધ્રુજાવનારા૦— નજર૦ ૨
વિક્રમ શાલીવાન ને શિલાદિત્ય નૃપ ભોજ,
નંદ, ચન્દ્રગુપ્તાદિ કંઇ, વળી મહાન્ અશોક;
ચક્રવર્તી રાજ્ય પૂર્વજોથી રક્ષનારા૦— નજર૦ ૩
પૃથ્વીરાજ, ભડ અમરસિંહ, વળી ચામુંડ, કલ્યાણુ,
સંયુક્તા, કરમા સતી વીરત્વનાં એંધાણુ;
ક્ષાત્રરક્ત પાણીપતે રણુ ગજાવનારાં૦— નજર૦ ૪
પ્રતાપ રાણો ટેકીલો, ભારત પૂર્ણપ્રતાપ,
જેના નામ થકી પડે, સ્વતંત્રતાની છાપ;
હલદીઘાટ જગમાં રિપુ હફાવનારા૦— નજર૦ ૫

આપા રાવળ, હમીર, ને રણમલ, કુંભો સંગ,
ઉદય, અમર, ને રાજસિંહ, યોદ્ધા કરતા દંગ;
ગઢ ચિતોડ કાજ રણે પ્રાણ અર્પનારા૦— નજર૦ ૬
સિવાજી શૂરો ખરો દેશ ધર્મ પ્રતિપાળ,
જે ન હોતતો થાત સૌ સુનત હિન્દનાં બાળ;
બાજીરાવ આદિ ધીરા અરિ મર્દનારા૦— નજર૦ ૭
સત્યભક્ત હરિશ્ચંદ્ર ને રામ, યુધિષ્ઠિર રાય,
ભ્રાતૃભક્ત લક્ષ્મણ, ભરત, શ્રવણ ભક્ત પિતુમાય:
લવ કુશ અનિરૂદ્ધાદિ બાળકો લડનારા૦— નજર૦ ૮
એ પૂર્વજ વીર આવીઆ, પ્રીટને લઇ અવતાર,
જેની પૂર્ણ વિભૂતિનો, નૃપ જ્યોર્જમાં ચિતાર;
તેની ભક્તિ પ્રીતિ જીતી થાઓ તે સમાના૦—નજર૦ ૯



## ૧૪ હરામી આત્મા.

( સદા સંસારમાં સુખદુઃખ. રાગ—પહાડી )

જીવે શું હિન્દમાં એવા કો મૂઢાત્મા હરામી!
કે જે નિજ પેટ વિના અન્યના ન રહે જ હામી૦— ટેક.
ઝાકળના મોતી સમા જીવો તે કંગાલ,
ડાલા આવ્યા ગયા ભૂલા પત્થરવત્ ભૂભાર;
ખરંતા પીપળાનાં પાંદડાંની પેઠ એ તો,
કીડી મંકોડીની સમાન કાયા તે નકામી૦— જીવે૦ ૧
હોય ખીનાઓ છો ઘણા, અઢળક ધન ભંડાર,
લૂખી કીર્તિ હો ભલે, મૃગજળવત્ નભનાર;
મળે તે માટી નીચે જે થકી અવતાર ધર્યા,
ફરે ઘાણી તણા જ્યમ બેલ ફેરા અધ પામી૦— જીવે. ૨
તેનાં મૃત્યુ પાછળે, કોઈ ન રડતી આંખ,
જીભ ન ગાતી નામને, માન તણી નહિ ઝાંખ.

## ૧૫ ધર્મે લોહી ઉછાળવા.

( કપટી દિલ તારૂં તપાસી જોવા સીદ રહ્યો કાં. )

નફટ ધિક્ક તેને જેનાં ધર્મે લોહી ઉછળે ના૦— હાં હાં.
સ્વફર્જ નિષ્ઠા ન ધારે, કર્તવ્યો વિસારે, તે ઢોર ખરે હાં૦ હાં હાં૦ ૧
જીવો નજીવા તે જંતુ સમા એવા પાણી તણા પરપોટા ઘણા,
પેટ ભરનારાં શ્વાન, કીટ નરકે મસ્તાન;
એમ દેહ નાખું શ્રેય તો સરે ના૦— નફટ૦ ૨

## ૧૬ પૂર્વજોની દાઝ વિનાનાને.

( જગત્માં તે નરને ધિક્કાર. )

જગતમાં તે જીવડા કંગાલ, ન જેને પૂર્વજ દાઝ લગાર;
ન બોલ્યા 'અમે અમે ઋષિ બાલ, આર્યો આર્યાવર્તના સાર.'૦ ૮૦
કદી પણ કેમ ભૂલે રે અરરરરર વીરલા જીવ નિજ સત્ત્વ,
જાતીયતા શુભ આર્યપણાની તેનું ખુવે મમત્વ,
જેનુ લોહી વહે નસનાડી તેનુ ભૂલે તત્ત્વ.
પછી તો ધિક્ક હીચકારા થઇએ,
ઉદરભર શ્વાનોથી જઇએ;
અરરરરરર ફીટકાર૦— જગતમાં૦ ૧
કોલી ખાય વીંછણનાં બચ્ચાં માનાં ચામને હાડ,
દૂધ પીધેલા સાપો વળનાં દે ઝેરી અપકાર,
કૃતઘ્ની અકરમી જીવ કહીએ,
ઋષિ ઋણો જો ના ચુકવીએ,
સુણ પડી અવતાર૦— જગતમાં૦ ૨
ટળે કેમ એ ઋણ પૂર્વજનુ વિના ભેખ સન્યાસ,
બુદ્ધ શંકરાચાર્ય જીસસ ને દયાનંદ થઈ ખાસ,
પૂર્વજનાં ચરિતો અનુસરીએ, જગમાં તેનાં નામ જગવીએ;
નહિ તર તો ભૂભાર૦— જગતમાં૦ ૩
પાણી હલાવે, લાડુ ખવાડે તર્પણ શ્રાદ્ધ ન થાય,
પણ જીવનયજ્ઞે તન, મન, ધન, આહુતિ હોમાય,
ત્યારે કુળગોત્રો ઉજવીએ, રામ કૃષ્ણ બુદ્ધ જયતિ કરીએ,
ધર્મરાજ્ય સંસાર૦— જગતમાં૦ ૪

## ૧૭ જીંદગીનો સાર.

(પિયુજી પીછાણો રે ધર્મનો પાર. રાગ માંડ)

આર્યો ! સૌ વિચારો રે જીંદગી સાર૦—આર્યો૦ ટેક.
પુણ્યભૂમિના ઉદરથી રે લીધા તમે અવતાર,
માતૃઋણ સાટે દીઓ રે તન, મન, ધન, ઘરબાર૦— ૧
ઓલાદો ઋષિકુળની રે વીર ક્ષત્રિયનાં બાળ,
શ્રાદ્ધ સરાવો પિતૃનાં રે થઈ ફરજે ઓવાર૦— ૨
તે જીવન પર ધૂળછે રે ધિક્ક ધિક્ક ફિટકાર,
'મારા પૂર્વજ, ધર્મ મુજ' કર્યો ન જો ઉચ્ચાર૦— ૩
ટુકડો નાંખ્યો ના ભૂલે રે શ્વાન ગધા સંસાર,
કેમ માનવી ભૂલીએ રે ઋષિ પિતૃ ઉપકાર૦— ૪
પશુ પક્ષી કીટો કરે રે, નિદ્રા, ખેલ, આહાર,
તેનાથી પણ એજ તે જે, ફર્જે ન હો તૈયાર૦— ૫
ગાડી ઘોડા બેસવા રે, ફરવા મોટરકાર,
ઠાઠડીએ નહિ બાંધવાં રે, નહિ સાથે થાનાર૦— ૬
જળ પરપોટા કે પોરાં રે, આવે જાય અપાર,
આત્મસત્વ વિણુ તેમ છે રે, જન જીવન કંગાલ૦— ૭
પ્રેમ વિશ્વવ્યાપી કરો રે, સમ ભાવો સંસાર,
જુઓ **मित्रस्य चक्षुषा** રે, વસુધા કુળ પરિવાર૦— ૮
મરવું જાણો સત્યને રે, સત્યે મૃત્યુ સંસ્કાર,
સત્યને ખાતર માગજે રે, ફરી ફરી અવતાર૦— ૯

---

## ૧૮ આત્મદાઝ ધારવા વિષે.

( નજર કરો નાથ જરા )

નજર કરો આર્ય ! જરા આત્મદાઝ ધારી,
કોણ એ હતા ને આજ શી દશા તમારી૦—ટેક૦
સપુત ભારતના તમે ઋષિ મુનિના સંતાન,
ઋણ શિરે માબાપનું ભરવા આપો જાન;
કોણ એ કંગાલ સુત દે ન ગાળ ટાળી૦— નજર૦ ૧
ધૂળ પડી એ જીવનમાં, ધિક્ક જુઠાં સૌ કર્મ,
કહ્યું ન છાતી ઠોકીને, 'આ મુજ સત્ય સ્વધર્મ';

કોણુ છે ગમાર [illegible]૦—નજર૦ ૨
ખાતું પીતું ખેલતું, ફરે કાગ ને શ્વાન,
આપણુમાં શું ફેર છે, જો ન સ્વાત્મઅભિમાન;
કોણુ મૂઢ જીવ જેણે પશુ વૃત્તિ ધારી૦—નજર૦ ૩
ગાડી ઘોડે મ્હાલવું, એ નહિ જીંદગીકામ,
કંઈક આવી ઉડી ગયા, ન રહ્યાં નામ નિશાન;
પાણીના પોરાની પેંઠ રહે કાય ધારી૦—નજર૦ ૪
પતગ કીટ સમા ઘણા જીવના મરતા લોક,
કોઈ ન જાણે તેમને જીવન સ્વમાં ફોક;
જેની પૂંઠે ચક્ષુએ ન અશ્રુધાર સારી૦—નજર૦ ૫
'ફરજ, ધર્મ,' એ મુખ કહો, હૃદયે કાંઈ ન તોલ,
જેમ ઢોલ ઢંઢં વદે અંદર પોલંપોલ,
ફરજ ધર્મ કાજ કરો તન, મન, ધન વારી૦—નજર૦ ૬
સ્વધર્મ સત્કર્મો ચઢી પરોપકાર ઉમગ,
કરી બનાવો ખંતથી એજ આર્યના ઢંગ;
સત્ય વિજય વાવટો સસારે ઘો ઉડાડી૦—નજર૦ ૭

---

## ૧૯ સત્યની લગની.

( મારા તનમાં મનમા ભર્યો છે કર્યા છે )

મારા તનમા મનમાં લગની અગની સત્ય સ્વધર્મની જાગી,
ઉગે આત્મ છે કર્તવ્ય આવેશમાં, તવાવા તત્પર રાગી૦—ટેક૦
નાત જાતની નથી દરકાર, જન્મો જનમ લગાર,
દેશોન્નતિ આડે લોખંડ બેડી તે, લાત મારી હું ભાંગી૦—૧
નિન્દા બુરાઈ તથા અપમાન, મારાં મેંઘેરાં છે લાણુ,
આવેશયજ્ઞે ઘી આહુતિ રૂપે તે, હસ્તે મોઢે લઉં માગી૦—૨
માન પ્રશસા તણા વરસાદ[1], બુરા કરાના વરસાદ,
માગી લાગણી લીલુડી લતાપર, વર્ષી કરે દુભાગી૦— ૩
સ્વતત્રતાના ઉપાસક હુંથી, લક્ષ્મી ભલેને રીસાય,
અબાડી છોને રીઝે ખર પર રહી કાન્ત ઐરાવત ત્યાગી૦—૪
તીવ્ર કસોટી કરે મને ખાજ, પ્રાણુ પરીક્ષાય આજ,

---

૧ મોટા અવાજ.

ટીપાનો તપાતો હું શુદ્ધ હીરલો, ઝળકી ઊઠીશ સુભાગી૦—૫
વિશ્વના માળી પ્રભુજીને બાગ, હું છું ખીલેલો ગુલાબ,
જેમ જેમ મારી કલમો કપાશે, સુગંધિ દઉં ફૂલી ફાલી૦— ૬

---

## ૨૦ અમારો ધર્મ.

(સદા સંસારમાં. રાગ પહાડી)

સત્ય અમારો ધર્મ છે જીવન આત્મા શ્વાસ,
**સત્યમેવ જયતે સદા** એ અમ દૃઢ વિશ્વાસ.
અમે હરિશ્ચન્દ્ર રામના જુનો દૃઢ ટેક લઈએ,
આવે દુઃખ શિરે મહાન્ તેને ખરી ખંતે સહીએ;૦— ટેક.
ટીપે ટીપે હીરલા, ચળકી સર્જાઈ જાય,
તાપે તાપે હેમને, કસોટીથી પરખાય;
મીનાર, પહાડ, ખડકને અમારા ગુરૂ ગણીએ,
અશાન્તિ તુફાનેય શાન્તિમાં હસંતા જોઈએ૦— ૧
જેમ સત્ય ધારણ થશે, તેમજ જીવન ઉજાળ,
તેલ નખાશે જેટલું, તેવી બળે મસાલ;
અમે બળી બળીને વિશ્વને પ્રકાશ દઈએ,
વિરોધ વા[1] ફુંકે વધીએ ધૂલિને રાળ કહીએ૦— ૨
આત્માના ખૂની જૂઠા, અંધ તિમિરે સડેલ,
દુર્ગન્ધિ ધૂમ્રે ભર્યા, કાકડા વિના તેલ;
જીવને મર્યા એ કાળા કાકડાથી દૂર રહીએ,
અમારાં તેજ ધૂમાડે છવાવા શાને ચહીએ;
પ્રકાશને બળવા તણું જેનામાં હો તેલ,
તેઓ અમને ભેટજો હો દૂર અન્ય મરેલ૦— ૩

---

## ૨૧ સત્યનો ઝુંડો લેનાર.

( સખી જેણે મોહ મદિરા પીધો )

ખરો જેણે સત્યનો ઝુંડો લીધો,
જાણો તેણે દેહ સફળ આ કીધો૦— ટેક.

---

૧ પવન.

પોપોથી બાથ બીડી,
રૂઢીનો કિલ્લો તોડી,
ભય ઉચાટ છોડી દીધો,
સોક્રેટિસ, વિક્લિફ, લ્યુથરનો જય પીધો૦— ખરો૦ ૧
જાદિલથી બીક ત્યાગી,
જમડાથી બીતિ ત્યાગી,
મોત થકીએ ના બીધો,
હકીકત, તેગનો માર્ગ માપ્યો સીધો૦— ખરો૦ ૨
અશ્રુઓનો આંક પાડી,
દ્રોહીને ખૂબ ઝાડી,
પરકાજે પ્રાણુ દીધો
બુદ્ધ, ક્રાઇસ્ટ, દયાનંદ અવતાર લીધો૦— ખરો૦ ૩

---

## ૨૨ સત્યની સમશેર કોણુ ઝાલે ?

( સિંહગઢ ફતેહ કરો બેટા )

ઝાલે કોણુ સત્યની સમશેરો ?
જે હોયે સિંહણુ માના શેરો[1]૦— ટેક.
નથી ખાવો થાળી ભરી શેરો[2],
નથી દેવો કલમ થકી શેરો,
થઇ પૂર્વજોથીય સવાશેરો,
બગે સત્ય લૉટરીએ આત્મશેરો૦— ઝાલે૦ ૧
સત્ય યજ્ઞે છો જાઓ તવાઇ,
પ્રાણુ બત્રીસા આપો હોંમાઇ,
હરિશ્ચન્દ્ર, રામ, ભીષ્મ વ્રત લ્યો બાઇ,
તજો અવાજ પણુમાં[3] એ પાણુ[4] ફેરો૦— ઝાલે૦ ૨
ભલે મોટા અમલદારો થાઓ,
લાખ ક્રોડો રૂપીઆ કમાઓ,
કરો આત્માનાં ખૂનો કરાવો.
એવાં ધિક્ક અમૃત ઝરતાં ઝેરો૦— ઝાલે૦ ૩

---

૧ સિંહો. ૨ શિરો. ૩ પ્રતિજ્ઞા, પણુ ૪ Fut.

સાચી ખોટી ફરેબી મજીઆતો,
દાવ પેચે ચલાવો અમુલાતો,
(પણ) ઘો કોન્શન્સ[1] વકીલાને લાતો,
અર્થાર્થે[2] પીટી જૂઠ ઢંઢેરો૦— ઝાલે૦ ૪
પોથી માંહેલાં રીંગડંગા જેવી,
પડિતાઇ પેટાર્થે તેવી;
ટકા ધર્મ ટકા કર્મ ટેવી,
કરો ન કાળો અંતઃકરણ ચેરો૦— ઝાલે૦ ૫
ન હો બાયલા જીવન રણ મેદાને,
નામ નોંધો અમર કાળ પાને,
બાવી ગાશે એ કીર્તિ ગાન તાને,
માનો ત્યારે સફળ જનમ ફેરો૦— ઝાલે૦ ૫

---

## ૨૩ સત્ય લડાઇના સિપાઇઓને.

( સાચબા સલૂણા નાની નણદલના વીરા. )

સત્ય લડાઇના સુધારકો શીપાઇઓ !
પૂર્ણ અભિમાની આર્યો (૨) મોટા આત્મયજ્ઞો રચાવો,
ધર્મ વીરલા મોટા આત્મયજ્ઞો રચાવો૦— ટેક૦
ટેક ધર્મ્ય યુદ્ધ નથી ફરી ફરી મળવાં,
મુક્તિનાં નોતરાં તે (૨)
તવાઈ જતાંય ના ચુકાવો૦— ધર્મ વીરલા૦ ૧
આર્ય-પ્રાર્થના સમાજી પાછું ન હટવું,
કુરૂઢિ દિવાલ વેરી, (૨)
અસત્યના કોટ તોડી પાડો૦— ધર્મ વીરલા૦ ૨
નિન્દા અપમાનને રણસિંગ જાણજો,
આવે કારી આ ઘાત (૨)
શાન્ત પ્રત્યાઘાતે શમાવો૦— ધર્મ વીરલા૦ ૩
પૂર્વ વીરોના ચરિત્રો સંભાળો, બુદ્ધ, ક્રાઇસ્ટ, રામ મોહન (૨)
દયાનન્દી જીવનો બનાવો૦— ધર્મ વીરલા૦ ૪

---

૧ અન્તઃકરણ. ૨ ધન માટે.

આત્મિકબીરૂના સ્વાર્થતા નસાડો, કર્મણ્યાધિકાર સ્મરી (૨)
ફળની સકામતા વિસારો૦— ધર્મ વીરલા૦ ૫
મત મતાંતરો કેદખાનાં બન્યાં છે, જ્ઞાતિ જાતિની બેડી (૨)
તોડી ફોડી સ્વાતન્ત્ર્ય સજાવો૦— ધર્મ વીરલા૦ ૬
બ્રિટન લઈ સાથ આત્મસામ્રાજ્ય ચલાવો, વિશ્વે વર્તાવો ઐક્ય (૨)
શાન્તિધ્વજા હરસ્થળે ઉડાવો૦— ધર્મ વીરલા૦ ૭

---

## ૨૪ અમે સચાઈ શોધનારા.

( હું પ્રેમની જોગણ પિયુને શોધવા ચાલી )

અમે મુક્તિના માગણ સચાઈ શોધવા ચાલ્યા,
શોધવા ચાલ્યા બીજાને બોધવા ચાલ્યા,
સ્વાર્થના માગણ નથી પરમાર્થના માગણ૦— સચાઈ૦ ટેક.
ન સ્વરાજ્ય જાટ કઈ માગીએ, નહિ ભોગ કે વિલાસ,
ડિગ્રી, ખિતાબ ન પદવીઓ, નિષ્કામ સો અમ આશ૦— ૧
કરી પ્રાપ્તિ આત્મસ્વરાજ્યની, કરી પ્રાણી માત્ર સ્વતન્ત્ર,
વિશ્વે વહાવશુ પ્રેમપૂર એ અમારો ગુરૂમન્ત્ર૦— ૨
સદ્‌ભક્તિની કફની ધરી, વિરક્તિની ઝોળી,
અંગે ભભૂતિ શક્તિ, યુક્તિ પાદુકા પહેરી૦— ૩
બીજ સત્ય બોશુ રેડી ખૂનજળ કરી ખાતર પ્રાણ,
ડર નથી સડવા કે નિંદાવા ચવાવું અમ લાગુ૦— ૪
અમ લોહીને ટીપે સત્યમય કલ્પવૃક્ષ થશે,
ફળ વિશ્વ તેનાં ચાખશે, અમૃત પૂરણ બનશે૦— ૫

---

## ૨૫ સત્ય રણમાં આમન્ત્રણ.

( કંઈ નથી સુખ સાધન ધનમાં. )

આવો કોઈ વીર સત્ય રણમાં,
આર્યભૂમિ કુરૂઢિ બંધનમાં,
મર્યા શું રક્ત ઋષિ મુનિનાં ?— આવો૦ ટેક.
ક્રાઇસ્ટ ને ગેલીલીયો છે ક્યાં ?
સોક્રેટીસ, વિક્લિફ, લ્યુથર ના,

બુદ્ધ, શંકર સીખગુરૂ સ્વર્ગે ત્યાં,
રામમોહન ને દયાનંદ આ,
સૌ શું સુધારક વીર્યહીણુ હાં,
гулામી ગણુમાં૦— આવો૦ ૧
શિયાળીઆં પાખડે ચાલે,
ગાડરનાં ટોળાં પર મ્હાલે,
કરસન, મથુરસિંહ વિણ ફૂલે,
વિપ-અજ્ઞાન વધારે લાળે,
આવી ઘડીએ ચડે ઉદ્ધારે,
તેજ ધન્ય જનમાં૦— આવો૦ ૨
સુણો ટેક બ્યુગલ ઉસ્કેરે,
સત્યાગ્રહીને ફરજે તેડે,
ચડો પોપ સ્વાર્થી ગઢ ઘેરે,
ક્ષુદ્ર દ્રોહીને હાંકો દૂરે,
ફરકાવો વાવટા સુધારે,
**સત્યમેવ જય** માં૦— આવો૦ ૩

---

## ૨૬ સુધારાની લડાઈમાં સજ્જ થવા વિષે.

( કપટી દિલ તારૂં તપાસી જોવા સીદ રહો કાં. )

ઝપટ્ટ સજ્જ થાઓ સુધારાની જબરી લડાઈ,
કર્તવ્યે શિરો ઝુકાવો, પ્રાણો પરખાવો, છો જાઓ તવાઈ—ટેક.
સત્યાગ્રહીઓની સેના મળી, **સત્યમેવ જયતે** ઉચ્ચે ઉચ્ચરી,
કરો પોપોથી યુદ્ધ, લાવી શુદ્ધ બુદ્ધ,
હણો દુષ્ટ રૂઢિ રાક્ષસી કસાઈ— ઝપટ્ટ૦ ૧
વેદાદિ શાસ્ત્રોનાં શસ્ત્રો ધરી, નાખો મિથ્યા મતોના કિલ્લાઓ તોડી,
પાળો આર્યન ઉદ્દેશ, લઈ ઋષિનો આવેશ,
જાઓ પર ઉપકારમાં જડાઈ— ઝપટ્ટ૦ ૨
જાણી **વસુધૈવ કુટુંબકમ** કરો આત્માનાં અર્પણ થઈને યાહોમ,
છોડો દ્રોહીઓની બીક, મનમાંથી જરીક,
દીઓ પૃથ્વી પર એકતા છવાવી— ઝપટ્ટ૦ ૩

કેસરીઆં કર્મક્ષેત્ર કરી, રૂડું કીર્તિ ભર્યું મૃત્યુ જાઓ મરી,
આપો ઈશ્વરને અર્જ, 'અમે બજાવી નિજ ફર્જ'
એજ આર્ય અભિમાનની વડાઈ૦— ઝંપદ૦ ૯

---

## ૨૭ સત્ય પ્રચારથી નહિ હઠવા વિષે

( ભારતકો સુના છોડ કે ચલ કહાં ગયે મહારાજ )

નહી હઠતા સત્ય પ્રચારથી જે ધર્મવીર હોયે છે૦— ટેક.
ચાહે દુનિઆ સહુ ફરી જાયે, ચાહે ભારી મુશીબત આવે,
પાછું પગલું કદી ના થાયે, તોપ તીર તલવારથી,
નહિ કાયર થઈ રૂવે છે૦— નથી૦ ૧
સત્ય રૂપ બીડું જે ઉઠાવે, તન મન ધન તે કાર્ય લગાવે,
હરગિજ, દિલને નહિ દબાવે, લોક લાજ પરિવારથી,
પ્રહ્લાદ ભરત ધ્રુવ રે'છે૦— નથી૦ ૨
દયાનંદ ગયો દેશ જગાવી, લેખરામજી પ્રાણ ગુમાવી,
ગુરૂ ગોવિન્દ પાણી ચમકાવી, નિર્ભય થઈ સંસારથી,
તે સુખની ઊંઘ સુવે છે૦— નથી૦ ૩
ધર્માર્થે '**હા**' મુખ કહેવાયે, જાન જતાં તે '**ના**' ના થાયે,
'**હા ના**' ના નિજ ટેક સ્વભાવે, છો ખરીદાય ચમારથી,
નહિ આત્મસત્વ મુએ છે૦— નથી૦ ૪
બીજ વવાયા બાદ સડે છે, ત્યારે ઉત્તમ વૃક્ષ ફળે છે,
ફૂલ લેતાં કંટકો નડે છે, બહાદુર તેમ ખુવારીથી,
**सत्यमेव जयते** કે'છે૦— નથી૦ ૫

---

## ૨૮ વીરતા સમ્પન્નની નિર્ભયતા.

વીરતા સમ્પન્ન નિર્ભય મોતથી પણ ના ડરે,
ગદી સામે આગ બળતી સ્થાનથી પગ ના ટળે૦— ટેક.
દેશ સેવા, ધર્મ રક્ષા એજ બસ કર્તવ્યતા,
નહિ લાગી મોહ, માયા, મદ થકી રહેતા પરે૦— ૧
સત્યવાદી ધીર ને ગંભીર છે તે દેવતા,
વચન તેનાં સર્વ ઉપર પ્રેમ અમૃત નિર્ઝરે૦— ૨

'હા' યદિ તેણે કહી તો 'ના' કદી થાયે નહિ,
'ના' થી પણ કદી 'હા' ન થાયે જાનથી છોને મરે૦— ૩
'સત્ય છે ને સાથ જય છે' 'ફર્જમાં રહેવું બચ્યા'
લક્ષ્ય એ આત્માની સામે સદાયે હોસે ધરે૦— ૪
આ પ્રકારે વીર બનીને, રાખીને ઇશ્વર શિરે,
ગમે તેવાં કર્મ રણમાં, કહે ના મુખથી 'અરે'૦— ૫
ગમે તે સ્થિતિ હો ખુશી ને હાસ્યમાં મુખડું ખરે,
સ્થાપવા શાન્તિ જગતમાં કર્મ તેનાં સસરે૦— ૬

---

## ૨૯ સુખી જીવનનો નમુનો.

( સર એચ વોટનના કાવ્ય ઉપરથી )

કેવા સુખી તે જન્મે ને ભણે,
જે પરયન્ત્રાણાના નહિ દાસ બને,
છે બખતર જેનુ પ્રમાણિક વિચાર,
ને ચાતુર્ય જેનુ ઉચ્ચું સત્ય સાર૦— ૧
ન વિકારોનો તે ઉપર અધિકાર,
ફરજે મરવા તેનો છે આત્મા તૈયાર,
ન સંસારાર્થે વહે ચિન્તાનો ભાર,
નંગા કીર્તિ જાહેર કે મૃત્યુ નિસાર૦— ૨
ન ભાગ્યે ચંડ તેની નિન્દા ન કરે,
કે નીચે પંડક્ષાની હાંસી ન કરે,
ન જાણે કેવા ઉડા સ્તુતિના ઘા,
ન રાષ્ટ્રને શાસે પણ સત્ શાસના૦— ૩
છે જીવન જેનુ ટટા ઝગડાથી મુક્ત,
ને અન્તઃકરણ તેનો વાસ વિવિક્ત[1],
ન ખુશામતીયા તેના રાષ્ટ્રે પોષાય,
ઉપદ્રવીઓ ત્યાં ન કરતા અપાય[2]૦— ૪
જે ઇશ્વરને સ્તવતા સાંજે ને સવાર,
તેની કૃપાર્થે પણ ન લેવા ઉપકાર[3],

---

૧ એકાન્ત. ૨ નુકશાન. ૩ ઇનામ, બદલો.

તે ગાળે છે નિર્દોષ દિવસ ને રાત,
રૂડા ધર્મ ગ્રન્થો ને સન્મિત્ર સાથ૦— ૫
તે મનુષ્ય ગુલામી બધોથી દૂર,
છે પડવાને ભીરૂ પણ ચડવા આતુર,
જો કે ના ભૂમિ પર પણ આત્મસ્વરાજ્ય,
નથી પાસ કાંઈ તોપણ છે મહારાજ૦— ૬

---

## ૩૦ એકાન્ત વાસ.

( પોપના એક કાવ્ય ઉપરથી. )

સુખી તે જન જેની ઇચ્છા ને ચિન્તા,
અલ્પ પૈતૃક જમીને સમાય,
સંતુષ્ટ લઈને નિજ દેશીય હવા,
પોતાની માતૃભૂમિ માંહ્ય૦ — ૧
જેનાં ગોકુલ[1] દૂધે, જેનાં ખેતર અન્ને,
જેનાં મેંઢાં વસ્ત્રે, પોષે નિત્ય કાય,
જેનાં વૃક્ષો શરદીમાં તાપણી આપે,
ને ગ્રીષ્મે સુશીતળ છાય૦— ૨
ધન્યજન તે જેના નિરપેક્ષ[2] કલાકો,
દિવસો ને વર્ષો સુખે વ્યસ્ત થાય,
શરીર સ્વસ્થતામાં ને મન શાન્તતામાં,
સૌ દિવસો વિશ્રાન્તિમાં જાય૦ — ૩
રાતે ગાઢ નિદ્રા, અધ્યયન, આરામ,
મળેલાં સગાથે દે મીઠો વિશ્રામ,
તથા છે અનઘતા[3] જે પ્રીણે[4] દિલ પ્રાણ,
ને ધરતા હૃદયે બ્રહ્મધ્યાન૦— ૪
જીવવા દો મુજને ત્યમ અદૃશ્ય અજ્ઞેય,
ને મરવા દો મૃત્યુ અશોચ્ય,
જગતથી અલક્ષિત કે જેથી પાષાણુય,
કહી ના શકે હું છું ક્યાંય૦— ૫

---

૧ ગાયોનો સમૂહ. ૨ દરકાર રહિત. ૩ નિર્દોષતા. ૪ ખુશી કરે

## ૩૧ જીવનની સત્યતા.

(ટોમસ મુરના કાવ્ય ઉપરથી.)

બોલો ન મારી પાસ શોક પ્રપૂર્ણ નિઃશ્વાસો મહીં,
કે જીંદગી છે માત્ર ખાલી સ્વપ્ન જૂઠેરૂં કંઈ,
કો'છો મૃતાત્મા જેમને તે છે સુષુપ્તિની સ્થિતિ,
નહિ વસ્તુ સઘળી તેવી છે જેવી જણાયે છે છતી૦— ૧
છે સત્ય જીંદગી, પથ્ય જીંદગી, નિત્ય કૃત્ય થકી ભરી,
નહિ કબર કે સમશાન તેની ભૂમિકા છે આખરી,
'તું ધૂળ છે ને ધૂળમાં પાછો જવાનો છો મળી,'
આ વાત લાગુ શરીરને નહિ જીવને લાગુ જરી૦— ૨
નહિ મોજ શોખો માણવા કે દુઃખ શોકો વ્હોરવા,
નિર્ધાર્યો તો છે ભાગ્યનો અન્તિમ રસ્તો ચાલવા,
પણ વર્તવા એ રીત કે' પ્રત્યેક આવતી કાલ તે,
અમને નિહાળે આજ કરતાં ખૂબ વધતાં આગળે૦— ૩
લાંબી સ્વકૃતિ, ને સમય આ વહી જાય પૂર પ્રવાહમાં,
દિલ આપણાં મજબુત બહાદુર તોય પોલાં ઢોલ શાં,
ધબધબ ધડકતાં થાય ને લઈ જાય છે ઉદ્વેગમાં,
એ કબ્ર કે સમશાન પ્રતિ કદમો ભરાવી વેગમાં૦— ૪
દુનિઆ તણી રણભૂમિ પર આત્મા સજીને આલતા,
ના થાઓ મૂગા ઢોર ઢાંખર નાસતાં ને ભાગતાં,
કિન્તુ બનો શૂરવીર, ધીર, પ્રવીણ ગભીર લડાઈમાં,
ને જીંદગી–મેદાનમાં ઘુમો અતિ ચતુરાઇમાં૦— ૫
લાગે ભવિષ્ય મધુર તોયે આશ તેની ના ધરો,
ને ભૂતવાતો મૃત કેરી ચેહમાંજ બળી કરો,
ચાલુ સમયમાં વર્તવાને કાર્ય માંહી મચ્યા રહો,
રાખી હૃદયને શુદ્ધ અંદર ઈશને માથે ચહો૦— ૬
મોટા જનોનાં જીવનો સ્મૃતિઓ કરાવે તેમની,
કરીએ વિલોકી આપણે પણ ઉચ્ચ જીંદગી આપણી,
છોડી જતાં સસાર પાછળ મૂકતાં જઇએ નવાં,
પગલાં સમયની–રેતી ઉપર અન્યને અનુસારવા૦— ૭
ત્યારે બનો તૈયાર કરવા કાર્ય ખંત દિલે ધરી,
થાઓ ગમે તે ભાગ્ય નહિ દરકારીને તેને જરી;

પુરૂષાર્થ પૂર પ્રયત્નમાં દિન રાત ખૂબ મચ્યા રહો,
ધારી ખરી ધૃતિ કરો ઉદ્યમ રાહ ઢીલે નહિ રહો૦— ૮

---

## ૩૨ વીરના અવતાર.

( કમનત રાણી પિંગલા તેને બોત દગા દીયા. )

છે ધન્ય! વિશ્વમાંહી તેવા વીરના અવતાર,
પરાઈ યન્ત્રણા તણા જે નહિ તાબેદાર,
મહા શહેનશાહ તણા શાહનાય તે સરદાર,
જેના સ્વરાજ્યમાં ન ભીતિ જૂઠ વ્યભિચાર૦— ૧
ગુલામી બંધનો મહીં ન મુક્ત તે ફસનાર,
શુ મોક્ષ માનસરી હંસ કીચડે પડનાર?
મોતી તણો ચણનાર કાંકરા ન કરડનાર,
દુગ્ધામૃતપી પાણી ન ખાબોચનાં પીનાર૦— ૨
દશરથ શ્રીરામ પ્રતાપના તે વારસો હક્કદાર,
કુરબાની રાજ્યધાનીઓની કોલમાં કરનાર,
રણ–જીંદગીમાં સત્યતા–સમશેર બાધનાર,
મરતાંય તેની મૂઠને મડાગાંઠે પકડનાર૦— ૩
સસાર એક બાજુ બીજી બાજુ તે ઉભનાર,
પરન્તુ ન્યાય્યપંથથી કદમ ન ઉખડનાર,
હરિનાં એ કોન્શન્સને નહિ જગખાણો ખરીદનાર,
છતાય એક સત્ય તેને દેહમાં વેચનાર૦— ૪
ખુશામતો સમ્રાટ્ સેંકડોની અહીં લાચાર,
પણ એક રંક 'પણ' કને બરબાદ તે થનાર;
અધર્મથી ચોખંડ ગર્જી હુરૂરે પર થુકનાર,
પણ ધર્મી હુડીયે જીસસ દયાનંદ થઇ ફરનાર૦— ૫
તેના પરે ન માસ્તરો છે વાસના વિકાર,
નજરે નજરે મૃત્યુને ત્યાં નાકવા અધિકાર,
જીવન રણને નંદનવનને તે બનાવનાર,
તેમાં એ આત્મપંખીડું સ્વતંત્ર ઉડનાર૦— ૬

---

## ૩૩ સુધારકોને ઉત્તેજના.

( અરે કોઈ આવો પ્રિયાને મનાવો. )

અરે કોઈ હીરા ! સુધારકોમાં વીરા !
જે બોલવે ધીરા પણ કર્તવ્યે શૂરા૦—અરે૦ ટેક.
ટેક સમુદ્રે ઝૂલજો, કહુંનુ ખડક સમાન,
તુફાની ઊર્મિ ટકરશે, દુઃખ, નિન્દા અપમાન,
તીક્ષ્ણ ઇર્ષ્યા-વીજળીઓ ચમકશે, દ્રોહી-મેઘો ઉમડશે,
કડકશે, વરસશે, ઉખાડવાને મથશે,
ત્યારે દૃઢતાની થાશે સમીક્ષા પરીક્ષા૦— અરે૦ ૧
જીવન દૃષ્ટાન્તો રૂપે, દીવાદાંડી તમ પાસ,
હાથ દઈ ફિરકેરીને, પાડે પૂર્ણ પ્રકાશ;
જો જો તરણાં તુલે ના તણાજો, ન કોડીમાં ગણાજો,
છેદાજો, ભેદાજો, રીઝી, હસી ઘા ખાજો,
શાન્તિ [1]ભાવિની તમારો ગાશે મહિમા [2]મહીમાં૦—અરે૦ ૨

---

## ૩૪ અમે સહુ દુનિઆના દોસ્તાર.

( રાગ—આશાવરી. )

અમે સહુ દુનિઆના દોસ્તાર,
તેની ખાતર મરનાર૦— અમે૦ ટેક.
અમારો નહિ દ્રોહ કોઈથી, ઇર્ષ્યા દ્વેષ ન ખાર,
કોઈ કરે અમ દ્રોહ તેનું એ, શુભ ચહીએ સંસાર૦ ૧
વિશ્વાત્મક મૈત્રી-વીજ વેગને સિન્ધુ ન કો રૂંધનાર,
પ્હાડ ન અથડે વર્ણ, રંગ ના નડે દેશ કે કાળ૦— ૨
કોઈ અમારા હો ન હો અમે થશું પરાર્થ ખુવાર,
મસાલો શું નહિ બળે ? બલે કોઈ ન હો જોનાર૦—૩
માથાં કાપી જગ ઓશીકે, અમે મૂકવા તૈયાર,
'ખૂંચે અમને' કહી છો ફેંકે તેની ન કંઈ દરકાર૦—૪
ફૂલ બોલ-અવતાર અમારો ખમવા લાત પ્રહાર,

---

૧ ભવિષ્યની ૨ પૃથ્વીમાં.

રમાડી, રીઝાડી, વાગુ-બાણો કરશું ઓવાર૦— ૫
જગને સૂવા ફૂલ દેશું તે છો ઘે કાંટાવાડ,
અમે જીસસો ક્રોસે વીંધાઈ કે'શું સ્વસ્તિઉદ્‌ગાર૦— ૬
સિન્ધુ વલોવી જગના મોમાં રેડશું અમૃત સાર,
[1] કૃષ્ણા, સોક્રેટીસ, દયાનન્દ અમને મળે છો વિષજ્વાળ૦– ૭
અમારી ગરદન પર મારો તીક્ષ્ણધાર કુઠાર,
તોય **ઓરૂમ્ શાન્તિ શાન્તિ શાન્તિ** વદી સ્ત્રવશું દૂધધાર.–૮

---

## ૩૫ અલમસ્તોનો રાહ.

( રાગ આશાવરી. )

અમારો અલમસ્તોનો રાહ,
કરી કોણ શકે ત્યાં નિગાહ?—અમારો૦ ટેક૦ ૧
રેલ, સ્ટીમર ને વિમાનાદિ પણ લઈ ન શકે અહીં [2] થાહ,
દાવો પણ ના કરી શકે અહીં શહેનશાહના શાહ.— ૧
આલેક્ઝાન્ડર, સીઝરને પણ મન આ માર્ગ અગ્રાહ્ય,
ઉચ્ચ આલ્પ્સો ઓળગનારા નેપોલ્યન [3] બળબાહ્ય.— ૨
સહી શકે શરીરે શર અસિ, બંદુક, તોપના દાહ,
મહારથીઓ એવાને પણ અસહ્ય અહીંના ધાહ૦— ૩
ત્રણે એષણા કેરાં દાણો ચૂકવવાં અહીંઆ,
દેહેન્દ્રિય-મિલ્કતપર થૂંકી થવુંજ બેપરવાહ૦— ૪
આ રસ્તો સસ્તો આત્મપથિક જબરજસ્તને ખાસ,
પૃથ્વી, પાણી, તેજ, વાયુ વિણ અહીં કરવો નિર્વાહ૦— ૫
અમ પથે ચક્રવર્તીને પણ દુર્લભ ભોગ બધાય,
તેમાં ચળનારાને કાઢે બહાર નિપુણ દરોગાહ૦— ૬
જગનાં દુઃખ, ભય, રોગ, મૃત્યુની અહીં ન સુણીએ આહ,
વેર, વિરોધ, અશાન્તિ પણ ના શાન્તિ, શાન્તિ વાહ વાહ૦— ૭
ખાસ નાત કે જાત અહીં નહિ કોમ કુટુંબ કબિલાં,
એક પ્રવાહ વહે આત્માનો અલ્લા બિસ્મીલ્લાહ૦— ૮

---

૧ કૃષ્ણા કુમારી. ૨ પાર. ૩ લશ્કર, તાકાત.

## ૩૬ અમારો બેપરવાહ રાહ.

( ગઝલ. )

અમ રાહ બેપરવાહ અમને ત્યાં જવામાં વારશોમાં,
[1]વેળાની [2]વેળા ઉદધિને રૂંધવાનું ડહાપણ ડોળશોમાં. ટેક.
એ ખુવારી વારિધિની ઉમેદવારી (અમ) [3]આત્મનૌની,
એ [4]તરંગ-તુરગ સ્વાર કોલમ્બસને પાછો વાળશોમાં— ૧
વેચો સચ્ચાઈ અણજમૂલી એક પાઈ સારૂ પછી,
ઢેડાને ત્યાં શવ ચૂથતા હરિશ્ચન્દ્રની દયા લાવશોમાં— ૨
રૈંસો ગળાંઓ ભાઈ, પિતુનાં ઇંચ પૃથ્વી કારણે,
અમ રામ, લક્ષ્મણ, ભરતે ઔરંગઝેબી આંસુ સારશોમાં— ૩
ચાટો થુંક્યાં કંઈ વાર અન્તઃકરણને શરમાવતાં,
અમ ભીષ્મ ભીષ્મપ્રતિજ્ઞને નપુંસક થઈ શર મારશોમાં— ૪
રૂશ્વત, દગાફટકાથી શાહુકારી ભિક્ષા લૂંટતાં,
અમ બુદ્ધ ભિક્ષુ-કમંડળને હાસ્યકણિકે લાદશોમાં— ૫
ક્ષમા તણીય ક્ષમા ટળાવો ઘોર જુલ્મ ચલાવતાં,
અમ ક્રાઇસ્ટ કાળજડાંની ક્રૉસ કનેય કરૂણા કાઢશોમાં— ૬
જરી ડોળના ડોળા મહીં જાલિમનાં બૂટો ચુંબતાં,
અમ હકીકત ગર્દન કપાતાં મલમપટો બાંધશોમાં— ૭
પવનાનુકૂળ પતંગ માફક ધર્મને ચકરાવતાં,
સીખ-ગુરૂ સુતો ચણનાર ભીંત કબર ઉપર વિલાપશોમાં— ૮
અનાર્યતાનાં કાર્ય કરીને આર્યનામ વગોવતાં,
અમ દયાનંદની ભસ્મમાં ભાર્યો અનલ ફરી ફૂંકશોમાં— ૯
હેહેહેં હસી પણ પણ કરી આત્મિક બીરૂતા ઢૂંપવતાં,
અમ સત્ અખાડાના પહલવાનોથી કુસ્તી માગશોમાં— ૧૦

---

## ૩૭ બ્રહ્મ અખાડાના પહેલવાન.

( ભરથીને કટોરા ગુલાલ લાલ લાલ. )

અમે બ્રહ્મ અખાડાના અલમસ્ત પહેલવાન,
અમે દઇએ ચેલેંજ કોણુ સ્પર્ધે [5]જહાન?—ટેક.

---

૧ ભરતી. ૨ સમયે. ૩ આત્મ રૂપ વહાણ. ૪ મોજાંરૂપ ઘોડા. ૫ જગત્.

ચુસ્કેટાટ બાંધ્યો લંગોટે અનંગ હેવાન,
કદી સાંભળ્યા છે ગર્જન્તા ભીષ્મ હનુમાન૦— ૧
અહીં ધર્મવીર કબરોની માટીનાં પથરાણુ,
બધે ઊડી રહ્યા હરિ, રામ, બુધ, પ્રતાપ પ્રાણુ૦— ૨
તેમાં શંકર, દયાનંદ, લેખરામ લોહી લોહાણુ,
(એ) ઉભણુ ખૂનમાં ખરડાવા કોના ઉછળે જાન?૦— ૩
અહીંના અકૈકા ઉમેદવાર નવ જુવાન,
તેની પાસ ડૂલે શહેનશાહી તાકાત તમામ૦— ૪
ગુરૂ ગોવિન્દ પુત્રો સામે ઔરંગ હેરાન,
*તેગ, મણિ, હકીકત પાસ મુસલમાની [1]આમ૦— ૫
ધર્મ્ય મહોરો માંડી ડટે અહીં સાગિર્દો ઉસ્તાદ,
નહિ ઉખડે કદમ ભલે થનું પડે બરબાદ૦— ૬
(એ) માટી પૂર્વજની લોહીને ટીપે સિંચે આબાદ,
છાતી ફાટતાંય सत्यमेवजयते ધે સાદ૦— ૭
જરથોસ્ત, ઇસા, મુસા, બાઇબલ, કુરાન,
બધા સામે અમારી [2]ચેલેંજ બળવાન૦— ૮
અમ તાલીમ કસરતની છે વેદ ભગવાન,
તેની ઉપર અમ આખો અખાડો કુરબાન૦— ૯

---

## ૩૮ ખરા મર્દ.

( સ્વામી રામનાં કાવ્ય ઉપરથી. )

ખરા છે તેજ મર્દ જે હર હાલમાં ખુશ છે,
પૂરા જે સ્વાર્થ ત્યાગે તે હર હાલમાં ખુશ છે,
હર કામમાં, હર સ્થાનમાં હર ચાલમાં ખુશ છે,
જો માલ આપ્યો યારે તો તે માલમાં ખુશ છે,
કંગાલ કર્યા તોય તે બુરા હાલમાં ખુશ છે,
ગરીબીમાં દુર્ભાગ્યમાં સદ્ભાગ્યમાં ખુશ છે૦—ખરા છે૦ ૧
ચહેરે નહિ ઉદાસી ન જીગરમાં ગમ અસર,
માથામાં નહિ ચિહ્ન ન ભવામાં કંઇ કસર,
ઉલ્હાણું ન જીભ પર ન કદી ચક્ષુ અશ્રુતર,

---

૧ સર્વ. ૨ હરીફાઈ * તેગ બહાદુર.

ગામમાંય તેજ લ્હેર રંજમાંય ખૂબ ખબર,
હર વાત હર ઓકાત ને હર કાલમાં ખૂશ છે૦—ખરા છે. ૨
યદિ યારની મરજી થઈ કર જોડીને બેસે,
ઘરબાર છોડાવ્યાં તો તે છોડીને બેસે,
તેણે મોડાવ્યાં જ્યાં તહીં મોં મોડીને બેસે,
આપી જો ગોદડી તો તેને ઓઢીને બેસે,
ને શાલ ઓઢાડી તો તેજ શાલમાં ખૂશ છે૦—ખરા છે૦ ૩
જો તેણે આપી ગમ તો તે ગમમાંજ રહે ખૂશ,
રૂદન જો આપ્યું તોય તે રૂદનમાં રહે ખૂશ,
ખાવાનું મળ્યું કમ તો તે કમમાંજ રહે ખૂશ,
રાખ્યા તેણે જે રીત તે દમમાંજ રહે ખૂશ,
દુઃખ દર્દમાં આફત મહીં જંજાળમાં ખૂશ છે૦—ખરા છે૦ ૪
જીવવાની ન પરવા નહિ મરવા તણી કંઈ ગમ,
એકજ છે તેને જીંદગી ને મોતનો ઇલમ,
વાકેફ ન વર્ષોથી કે મહીનાથી તે એકદમ,
નહિ રાતની મુશ્કેલી ન કદી દિવસનું મહાતમ,
દિન, રાત, ઘડી, પ્હોર, માસ, સાલમાં ખૂશ છે૦—ખરા છે૦ ૫
જો યારે ઓઢાડ્યો તો તેણે ઓઢ્યો દુશાલો,
આપ્યો જો ધાબળો તો તેને ખભે સભાળ્યો,
ચાદર જો ઓઢાડી તો તેથી પણ સમય ગાળ્યો,
બંધાવી લંગોટી તો હસીને કહ્યું 'લાવો',
મહેલમાં, જંગલમાં, અને જેલમાં ખૂશ છે૦—ખરા છે૦ ૬
જો ખાટલો બીછાવા મળ્યો ખાટમાં સુવે,
દુકાનમાં સુવાડે તો જઈ હાટમાં સુવે,
રસ્તામાં કહ્યું સુવા તે તે વાટમાં સુવે,
જો ઘાટ દીધો ખુલ્લો તો તે ઘાટમાં સુવે,
ને છાલ બીછાવા તો તે મૃગછાલમાં ખૂશ છે૦—ખરા છે૦ ૭
તેને ન તલપ ઘરની ન બહારથી કંઈ કામ,
તકીઆની નહિ ખાએશ નહિ ગાદીથી કંઈ કામ,
નહિ મહેલની લાલચ ન મંદિરોથી તેને કામ,
રાજાથી ન મતલબ ન તવંગરથી તેને કામ,
મેદાનમાં બજારમાં ચોપાલમાં ખૂશ છે૦—ખરા છે૦ ૮

## ૩૯ વીરોની ધર્મ ટેક.

( એ અમો અબળાને માયા વ્હાલી રે. )

અમો વીરલાને ધર્મ ટેક છે વ્હાલીરે વ્હાલીરે વ્હાલી ટેક વ્હાલી૦–ટેક.
બેડી જડાવો, ગરદન ઉડાવો, ઘાણીમાં પીલાવો,
તોએ વ્હાલીરે વ્હાલીરે વ્હાલી ટેક વ્હાલી૦— અમો૦ ૧
મહેલો ચણાવો, ખિતાબો અપાવો, હીરલે મઢાવો,
તોએ ખાલીરે ખાલીરે ખાલી મન ખાલી૦— અમો૦ ૨
પ્રહ્લાદની પૂર્ણ દૃઢતાની પાસે, હરિણ્યકશ્યની કીર્તિ,
કાળીરે કાળીરે કાળી કીર્તિ કાળી૦— અમો૦ ૩
જીસસ, સોક્રેટીસ, લ્યુથર બળે, જાહીલોની શક્તિ,
ડૂલીરે ડૂલીરે ડૂલી શક્તિ ડૂલી૦— અમો૦ ૪
ન્યાત બ્હાર કરો, લાખો રોળ કરો, ભય ધમકી બધી,
ઠાલીરે ઠાલીરે ઠાલી બધી ઠાલી૦— અમો૦ ૫
નરસિંહ મહેતાની ભક્તિની સામે નિન્દા બુરાઈ સૌ,
નિર્માલીરે નિર્માલીરે નિર્માલી સૌ નિર્માલી૦— અમો૦ ૬
દંડેથી કહેતાં 'વેદ ધર્મ મુજ' જિહ્વા બને ઘેલી,
ઘેલી કાલીરે કાલીરે કાલી ઘેલી કાલી૦— અમો૦ ૭
માના કહો ધર્મ–દિવાના કહો ભલે લાખો સુણાવો,
ભુંડી ગાલિરે ગાલિરે ગાલિ ભુંડી ગાલિ૦— અમો૦ ૮
શિરને સાટે ટેક અમારી ખાવા નથી લાડુ,
થાલીરે થાલીરે થાલી લાડુ થાલી૦— અમો૦ ૯
જરથોસ્ત, ઈસુ, મહંમદ, દયાનંદના ભક્તો આવો,
દઈ તાલીરે તાલીરે તાલી દઈ તાલી૦— અમો૦ ૧૦
વેદ–કલ્પદ્રુમ છવરાવી જગે લેશું આત્મફળ,
મ્હાલીરે મ્હાલીરે મ્હાલી ફળ મ્હાલી૦— અમો૦ ૧૧

---

## ૪૦ ધર્મનો સિપાઈ.

( બળું છું પ્રેમ આગમા મને કોઈ બચાવોરે. )

હું સિપાઈ ધર્મનો નહિ કોથી બીનારો,
મસ્ત હું મારા મહીં મુક્તિનો મ્હાનારો૦—ટેક.
એકાન્ત–પર્ણકુટિમાં મુજ ગ્રન્થ દોસ્તારો,

તેઓમાં મિષ્ટ ગોષ્ઠે ગ્નાન યોગે રે'નારો૦— ૧
ન લક્ષ્મીના કે કીર્તિના ફંદે ફસાનારો,
નથી માલેક પૃથ્વીનો પણ શેઠ છું મારો૦—૨ ૨
ન કોઇની ખુશામત્ ચાકરીનો કરનારો,
પણ તાબેદાર પ્રભુ હુકૂમ વેદનો ખરો૦— ૩
ન ખાસ દેશ કોમનોજ પક્ષપાત કો,
પ્રભુ વિશ્વવર્તી રાજ્ય-પ્રજાનો સુભક્ત તો૦— ૪
છે બ્રહ્મ, પ્રકૃતિ પિતૃનાં સૌ પ્રાણીઓ બાળો,
તેને ગણી ભઈ ભાંડુ (આત્મભાવે) જોનારો૦— ૫
વિદ્રોહ મનુષ્યતાનો શમાવનાહરો,
ન વર્ણ, રંગ, દ્વેષ, ક્ષુદ્ર સ્વાર્થ સહનારો૦— ૬
બીઆબાને રઝળીને આત્મગાન ગાનારો,
બુદ્ધ, ક્રાઇસ્ટ, દયાનંદની હાકો જગવનારો૦— ૭
મને નિહાળી દ્વેષી શ્વાન જૂથ ભસનારો,
ન તેમના ભસવાટને હું કાન દેનારો૦— ૮
ન કોઈ જંગલી પ્રાણીની પરવા હું કરનારો,
વિના કંઇ હથિઆર તેની સાથ લડનારો૦— ૯
મુજ કાવ્યો બંદુક મારી [1]સ્પીચ તલવારો,
તેના બળે ચલાવું જંગલી દળે મારો૦— ૧૦
સ્વર્ગે સૌ ધર્મવીર દીએ હાક પોકારો,
ઉત્સાહ રેડી રક્તે કરે ચેતનતારો૦— ૧૧
નથી ભો કદી સત્ય રણે કાળ થનારો,
હું સાચનો લડવૈયો સાચ કાજ જનારો૦— ૧૨
છે કોઇ સત્ય કાજ ખૂન રેડવાવાળો ?
છોડીને ત્રણે ઐષણાઓ સાથ લ્યો મારો૦— ૧૩

---

## ૪૧ આત્મ-ઉદ્દેશ.

( હવે મને હરિ નામથી નેહ લાગ્યો. )

ખરો મને આત્મ-ઉદ્દેશ હાથ લાગ્યો,
જીગરમાં ધર્મભાવ જાગ્યો રે૦— ટેક.

---

૧ ભાષણો.

લક્ષ્મી, મંદિર, પદવી, ખિતાબો છોડીઆ મેં,
ખોટી ખુશામત મૂકી,
નોકરી ચાકરી ગુલામગીરી તે,
સૌને માથે રહ્યો થૂંકી રે૦— ખરો૦ ૧

ખાવાં ને પીવાં ને ઓઢવાં પ્હેરવાં સૌ,
વસવાં ગરીબડાં રાખ્યાં,
બાજી ને શાક હોયે, ચીંથરે હાલ છોને,
ઝુંપડીએ દિલ રાચ્યાં રે૦— ખરો૦ ૨

'વૈદિક ધર્મ, પિતા બ્રહ્મ, અમે આર્યા'
કહેતાં રોમાંચ ખીલી જાયે,
જન્મો જનમ ભલે કર્મક્ષેત્રે-રણે,
કાયા બ્રહ્માર્પણ થાયે રે૦— ખરો૦ ૩

સત્યના જય ગર્જી, સ્વાર્થી જંજાળ તજી,
વર્જીને બીક પાપી કેરી,
સર્જી સ્વતંત્રના મર્જીથી મ્હાલતાં,
અર્જી કરૂ ન પાસ વૈરી રે૦— ખરો૦ ૪

નાતોની રૂઢિ ભુંડી, ઉંડી નરક કુંડી,
કીટોથી બાઙ જાન કાઢયો,
કેંઈ કુકાયદાના બેડીના ફાયદામાં,
જુલામોથી મોક્ષ સાધ્યો રે૦— ખરો૦ ૫

ઋષિ મુનિ જીવન સ્રોતે મેં સ્નાન કીધુ,
ઉપદેશામૃત પાન પીધું,
બાકી પ્રાણીને માટે સૂકે ન સ્રોત તેથી,
ભેળાવા મેઘવ્રત લીધુ રે૦— ખરો૦ ૬

વાયુ મને અફાળો, સૂર્ય વજ્જે સહારો,
વિદ્યુત્ વિદારોને હૈડું,
ગાત્રો કપાય તોયે, ગર્જી ગંભીર મોંયે,
હર્ષાશ્રુએ જાન પાડું રે૦— ખરો૦ ૭

જીવનનો માર્ગ મારો, ખાંડાની ધારવાળો,
રક્તે રંગાએલ રાતો,
ત્યાં છે કપાએલા ચીરાએલા મંસુર,
અનાર, દયાનંદ, ક્રાઇસ્ટો રે૦— ખરો૦ ૮

कुर्वन्नेवेह कर्माणि जिजीविषेच्छतं समाः
एवं त्वयि नान्यथेतोऽस्ति,
न कर्म लिप्यते नरे હારે૦— ખરે૦

---

૪૨ **ખરી આર્યતા.**

( હવે મને હરિ નામથી નેહ લાગ્યો. )

હવે હું તો ખરી આર્યતા પૂર્ણ પામ્યો,
અનાર્યત્વનો ભાવ શામ્યો રે૦— ટેક.
વિશ્વ આત્મત્વ–જાતિ સાથે મેં પ્રેમ બાંધ્યો,
મમત્વ એકદેશી થાંભ્યો,
પૂર્વ પશ્ચિમ વાસી, ઉત્તર દક્ષિણ દિશી,
સૌથી સંબંધ–સેતુ સાધ્યો રે૦— હવે૦ ૧
મારો અટલોજ દેશ, મારી અટલીજ કોમ,
ક્ષુદ્ર વિચાર દૂર કીધા.
વર્ણ ને રંગભેદ, ચામ ને ખડછેદ,
બ્રહ્મત્વમાં ભૂલી દીધાં રે૦— હવે૦ ૨
ઇર્ષ્યા, વિદ્રોહ, સ્વાર્થ, પ્રપંચતા ત્યાગી,
વેદનો ઉપદેશ માન્યો,
“मित्रस्यां चक्षुषा सर्वाणि
भूतानि समीक्षे” જાણ્યો રે૦— હવે૦ ૩
મનુષ્ય માત્ર સર્વે બાંડુ મુજ નાત,
અરાજકતા ને કૂટનીતિ છોડી,
રાજા પ્રભુ મહારાણી પ્રકૃતિ
એની સત્તામાં રાજ્યભક્તિ જોડી રે૦— હવે૦ ૪
अयं निजः परोवेति गणना એનો,
लघुचेतसाम् હું જાણું,
उदारचरितानां तु वसुधैव,
कुटुम्बक સુપ્રમાણું રે૦— હવે૦ ૫
सहनाववतु सहनौ भुनक्तु
सहवीर्यं करवावहै
तेजस्वि ! नावधीतमस्तु
मा विद्विषावहै रे૦— હવે૦ ૬

---

## ૪૩ સ્વધર્માભિમાન

( અરે શું માનવનું અભિમાન પલકમાં પડી જશેરે )

અરે ! શું ધર્મ તણું અભિમાન જુલ્મથી ટળી જશે કાં ?
અરે ! કંઈ ગુલાબ પલ્લવ પાન કલમથી બળી જશે કાં ?
કલમથી બળી જશે ના, ફાલમાં ફૂળી જશે હા૦—અરે ! ટેક.
ચડી બળતણુમાં કનકને તપવા ના.........રે નથી,
ચંદન અર્પે વાસ ઘસંતાં આ............રે અતિ;
બહાદુર શૂરની લાણુ૦— અરે !૦ ૧
સચવાય જો નિજ ધર્મ તો નિર્ધનપણું છો બસ જડે,
હોયે સધાતું સત્ય તો છો પિંડ પણુ આજે પડે.
રૂધિરટપકણીધર-પાશમાં મેડક બને મૃત્યુ અડે,
બેસે ગરૂડ ધૈર્યે પછી મુક્તિમણિ કબજે પડે૦— ૨
એ સત્ય-શોધક અગ્નિકુંડો જ્યાં અનળ ભડભડ બળે,
પડતા મહીં જળ શીતળ કુંડ ગણી નહિ પાછા વળે.
ધારા કૃપાણુ તણી પડે નિજ ધર્મ સાચવતાં યદિ,
તો હર્ષથી તેને વધાવી લે ડરે દિલ ના કદી૦— ૩
યદિ ધર્મ કાજે જેલ તો એ શાન્તિ-મહેલ સમી સદા,
પત્થર ઉપર જે શયન છત્રપલંગ સમ થાયે તદા.
ટુકડો સુકો ખાવા મળે ના ચીંથરાં તન ના જડે,
પણુ ધર્મમાં મશગુલને તે સંકટો કદી ના નડે૦— ૪
વરોળીઆ તોફાન-સત્યદ્રોહી પવનો લાવશે,
નિન્દા, બુરાઇ-કરા, ઉલ્કાપાત મોટા જામશે.
ઇર્ષ્યા, અસૂયા-વીજ તોડી પાડવા અસિ ચલવશે,
ક્રૂર ધમકી મેઘ ગર્જશે પણુ ટેકી ગિરિ સમ ઉભશે૦— ૫
પ્રભુ સત્ય-રણુ મેદાન વીરોત્સાહનાં રણુસિંગ દે,
સહેવા હસી ધા ઘાતકી હિંમત તણાં બખ્તર સજે.
નબળાઇ, ભયને મારવા ધૃતિશૌર્ય-બંદુક તોપ દે,
શાન્તિ-પતાકા ફરકવા અનુકૂળ વાયુ કાળ દે૦— ૬

## ૪૪ દિલનો આવેશ.

( દિલ મારૂં માને નહિ મનડું ઠરે નહિ )

દિલ આવ્યાં આવેશે, આર્યન ઉદ્દેશે,
રહેશે હવે ના હાથમાં,
છો કષ્ટો પડે, સેતાનો નડે,
તોય લેશે સત્સ્વાતન્ત્ર્ય સાથમાં૦— ટેક.
એ કોણ નહિ ઇચ્છે ગુલામી રૂઢિઓને તોડવા?
એ કોણ નહિ પ્રાણો દીએ ઋષિઋણ શિરથી છોડવા?
ઘે (ધર્મવીર) સાદો સ્વરગથી બ્યુગલ ઘોષે સાંભળો,
દિવાલમાં ગોવિન્દ પુત્રો હકીકત બાળક શૂરો૦— ૧
આ ક્ષેત્ર-ભારત મતમતાન્તર ટીડથી ચૂસાઈ ગ્યુ,
કંઈ નાત જાત કુસંપી કલેશી-કીટથી થયું ખોખલું,
લઇ શ્રુતિ-[1]શતઘ્ની ટેક-બખ્તર ચડો વ્હારે તે તણી,
બસ એક હાથજ સત્ય ઝનુની પૂરો ટીડ કીટો ભણી૦— ૨
એ રૂઢિ રાક્ષસો મારતાં મહાભારતો લડવા પડે,
એ ગ્નાતિ-કિલ્લા તોડતાં બહુ જંગ ખેડાવા પડે,
સ્વાતન્ત્ર્ય સાચું સાધતાં કંઈ બત્રીસા દેવા પડે,
પૂછો લ્યુથર સુધારકોને આગમાં બળવાં પડે,૦— ૩
સન્મુકિત લેતાં જો જીવ્યા તો આત્મતત્ત્વ સ્વરાજ્ય છે,
સન્મુકિત લેતાં જો મુઆ તો સ્વર્ગ કેરાં તાજ છે,
બુધ, જીસસ, મહંમદ, લ્યુથર, મંસુર ને દયાનંદ શંકરો,
સન્મુકિતના શોધક સદા આજેય સૌ અજરામરો,
ચહીએ તે સાચી મુકિત, ખરચી આત્મશકિત,
ઉત્ક્રાન્તિ શાન્તિ હો વિશ્વમાત્રમાં૦— દિલ૦ ૪

---

## ૪૫ વૈદિક ઝનૂન.

( દિલે નાદાકો હમ સમઝાય જાયેંગે. )

આર્યો વૈદિક ઝનૂન ભરતાજ રહેશે રે,
જીગરમાં જીવછે ત્યાં સુધી ગર્જી,

---

૧ તોપ.

**विश्वे नमस्ते** घोષ કરતાજ રહેશે રે૦— ટેક.

સત્ય નિષ્ઠાની જ્વાળા જે ઊઠી તે નહિ ઠરે નક્કી,
વિરોધ-ધી રાળ નાખ્યાથી વધુ ભડકે બળે નક્કી,
નદી-પૂર, રેલ-પાણી બળે રોકે ના વળે નક્કી,
પવનનો વેગ પકડી રૂંધવાથી બળ કરે નક્કી,
તેમજ ધર્મ્ય જુસ્સો ટાળ્યો નહિ ટળે નક્કી,
વેદ વ્હારે હમેશ ચડતાજ રહેશે રે૦— ૧

અમે આર્યો બધા ગંભીર દઢતા રાખના છીએ,
ઘણા જુલ્મો અને આફ્ત મહીં પણ સ્થિરતા લઇએ,
રહે જ્યમ સિન્ધુ, પૃથ્વી, પર્વતો, ગ્રહમંડળો સુદઢે,
ઘણાં તોફાન વાવાઝોડ ને વટોળીયા મધ્યે,
પરંતુ તેમને કસવા જરા મથવું ન ડહાપણ છે
નહિ તો આઘાત પ્રત્યાઘાતે નડતાજ રહેશે રે૦— ૨

અમારા રક્ત-સિન્ધુ ન ક્ષુભાવો રૂઢિ જુલ્મ સુસવાટે,
અમારી કાય-પૃથ્વી ડગાવો ના સડા લાવાએ,
અમારા અવયવો-ગિરિ હલાવો ન અધર્મ ઉલ્કાએ,
અમારા પ્રાણ-ગ્રહ કંપાવો ના અજ્ઞાન તોફાને,
બોળે, રોળે, બાળે, ડાટે અનાર્યત્વનો ખાજ કરશે રે૦— ૩

ન તૃષ્ણા જડ સ્વરાજ્ય તણી અમારા દિલ મહીં લગી રે,
ન કોમી દ્વેષ ઇર્ષ્યા વૈર વેદાન્તાનુયાયી કરે,
**शान्ति शान्तिरेव शान्ति सामा** સુવાણી સરે,
**तत्सवितुर्वरेण्यं भर्गो** ને ધ્યાને સદાય ધરે,
આર્યત્વ ને વેદ કાજ મરતાજ રહેશે રે૦— ૪

---

## ૪૬ અમારો જન્મ-ઉદ્દેશ.

( પિયુજી પિછાણોરે ધર્મનો પાર. )

અમે સાચા થાશું રે ઋષિ મુનિ બાળ૦—અમે૦ ટેક.
જન્મ-ઉદ્દેશ ખરેખરો જે માન્યો અમે સંસાર,
જીવન મૃત્યુનો પ્રશ્ન ચૂકવી જીતશું આખર કાળ૦—અમે૦ ૧
ધર્મ અમારો ન એકદેશી ન પરિમિત પ્રાણી મોઝાર,
જ્યાં જ્યાં સત્તા બ્રહ્મની અમ કર્મની ત્યાં ત્યાં ચાલ૦-અમે૦ ૨

નૃપનો પણ નૃપ **ઓ૩મ્** તેની ગાદીએ અમ અધિકાર,
રાજ્યવિલાસ સ્વરાજ્ય-ભોગો અમ સામે કંગાલ૦—અમે૦ ૩
શોભ્યો રસ શૃંગાર અમથી નિજ રસ પુષ્ટિ પ્રકાર,
ગુરૂ દક્ષિણામાં તેજ ધારે શાન્ત બ્રહ્મ રચી હાલ૦— ૪
બને અમારા દોસ્ત વાઘ, સિંહ, હિંસક પ્રાણી માત્ર,
અકાતુ થઇને વિચરશું અમે કરશું અરિથીએ વ્હાલ૦— ૫
બન્દુક, તોપ, બાણ, [1]અસિપાણી પાણી થાય અમ પાસ,
શિવાત્માનાં રમકડાં તે બદ્ધ જીવન બંધન જાળ૦— ૬
કુદરતિ-તાંબાકુડીઓ, નદી-માટલાં, ઉંબરા-પહાડ,
ચાર ખડ-ઓરડા અમારા ગૃહ-અખિલ સંસાર૦— ૭

## ૪૭ પરોપકારે કુરબાની.

( દિલદાર યાર છેલ્લાસે નયના લગાય જાય )

કુરબાન કરો કાયાને પરની ભલાઇમાં,
પરની ભલાઇમાં જગની ભલાઇમાં૦— કુરબાન૦ ટેક.
ધર્મ બેડી હાથે જો કર્મ ઋણ માથે,
તુરત મુક્ત થાઓને પુણ્યની કમાઇમાં૦— કુરબાન૦ ૧
ઘાત આવે ઓરી ઉંમર કરો ઘોરી,
ફરજ બખ્તર સાજો ને જીંદગી લડાઇમાં—કુરબાન૦ ૨
સત્યના સાટામાં કંઇક વીરે ખોયાં જીવન,
બુદ્ધ ક્રાઇસ્ટ, સોક્રેટીસ, લ્યુથર દયાનંદે ધન્ય!
જીવ્યુ તો સાર્થક જો પરાર્થ તનકુ તવાઇમાં૦— કુરબાન૦ ૩

## ૪૮ જગત્ નાટ્યભૂમિકા.

( રાગ—ભીમ પલ્લાસ )

નાટ્ય ભૂમિકા જગત સાર, પાત્રો જન પ્રાણી માત્ર,
ધર્મ ફર્જ મળ્યા પાઠ, નટવર ઇશ સૂત્રધાર૦—ટેક.
ધર્મબેડી જડી હાથ, કર્મ ઋણ હોય માથ,
પરમ આજ્ઞા પ્રભુની સાથ માનવી આચાર૦— ૧

---

૧ તલવારનું તેજ-ચમક

સંસાર-નાટકભૂમિ પર જન-પાત્ર વર્ગ પ્રવેશીએ,
પડદો પડે નહિ ત્યાં સુધી નિજ કૃત્યમાં હાજર છીએ,
તે પાઠ પૂર્ણ તપાસવા ઈશ સૂત્રધાર વિલોકતો,
નિજ પાઠમાં ભૂલ ખાઇએ તો અંતરિક્ષે દંડતો૦-નાટ્ય૦૨

---

૪૯ **ઐક્ય.**

( એ માથે મટુકી લઈ જાઉં. )

એ આર્યો ! સ્વધર્મે એક થાઓ,
ભાવે બ્રહ્મવિદ્યાનાં ગીતલડાં ગાઓ૦—ટેક.
જ્ઞાન-હાર્મોન્યમ ભક્તિ-વીણા,
કર્મ-મૃદંગો રાગ તીણા,
એ રંગે વગાડી રીઝાઓ૦— ભાવે૦ એ૦ ૧
ઉર-ફોનોગ્રાફ ખુલ્લાં રાખો,
વૃત્તિ-ચૂડી સાથે આંકો,
એ ઉમંગી ચાવી ચડાઓ૦—ભાવે૦ એ૦ ૨
વેદ-નાદ ઊંચે ફેલાવી,
ઘો બધી દુનિઆ ડોલાવી,
એ શાન્તિની લ્હેરો છવાઓ૦—ભાવે૦ એ૦ ૩
**सहनाववतु सहनौ भुनक्तु**
**द्यौः शान्तिः शान्तिः** અસ્તુ
એ આત્મૈકતામાં જોડાઓ૦—ભાવે૦ એ૦ ૪

---

૫૦ **ૐકાર ઝુંડો ઝાલનાર.**

( મને રોકો ના છબીલા છેલા. )

ઊઠો આર્યો સૌ ૐકારી ઝુંડો ઝાલોને હાથ,
મિથ્યા મતીલા પતાકા ફેંકો સર્વે સંગાથ;
ખાઓ સોગંદ થવાના વેદધર્મીઓ ભ્રાત !
બહિષ્કાર કરો પાપી સત્યદ્રોહીની જાત;
આડી અન્યાયે જે આવે ન્યાતો તેને ઘો લાત,
વિશ્વ ભૂના મનુષ્ય-પાકનાશક કીડા તે માત્ર;

ખંડ ચાર મહીં ફેલાવી દ્યો વેદોની વાત,
એક આત્મત્વ છે જાતિ પછી શું પક્ષપાત ?
**संगच्छध्वं संवदध्वं** શ્રુતિ આપે છે શાખ,
માટે માનો આજ્ઞા તેની રાખી ઈશને માથ.
ઋષિ મુનિ બાળો !
ગૌરવ પાળો;
હિન્દુનો કાળો,
ડાઘજ ટાળો;
આર્યન પાણી,
સ્વાભિમાની;
પાછી પાની,
નહિ થાવાની.—ગેડો૦

---

## ૫૧ કર્મ-ક્ષેત્રમાં તત્પર થવા.

( વાટ જુએ છે વ્હાલી રસિક વર. )

વાટ જુએ છે કર્મક્ષેત્ર-રણુ આર્યો ! તત્પર થાઓજી;
વેદ-મન્ત્રનો ઘોષ મચાવી મસ્ત બનીને ધાઓજી;
ધર્મ ભક્તિનો ઝનૂની જુસ્સો **ओ३म्‌**ને ઝુંડે ઝાલોજી,
સ્વતંત્રતા દેવીને ખોળે, માથાં પણુ ઉછાળોજી;
રૂઢિ રાક્ષસીથી પીડિત હિન્દને સ્વાત્માર્પણુથી સંહાઓજી,
જીવનોન્નતિ-લતાનાં ટીડને આત્મબલાગ્નિથી દાહોજી;
દેશાભિમાન ઋષિમુનિઓનું તેને પગલે પાળોજી,
ખૂની તોપ, બંદુક જવાળાઓ પ્રેમવૃષ્ટિથી ઠારોજી;
દેશ જુદાઈ સ્વારથ વર્ણો, રંગ ભેદ સૌ ટાળોજી,
પ્રાણી માત્ર મણિ આત્મભાવના સૂત્ર મહીં સત્કારોજી.
તમે આવો પૂર કર્તવ્ય-આવેશમાં,
ધારો આર્યત્વ ડરો ન લવ લેશ હા;
ઝીલો પડતાં [૧]કૃપાણુ, હસી ઓવારો પ્રાણુ, ગણી લાણે,
ધરો પૂર્વની વડાઈ, યશે જાઓને હોમાઈ,
વિશ્વ—કીર્તિને કમાઈ, લીઓ સ્વર્ગ-સુખ ભાઈ !

---

૧ ખડ્ગ.

તમે બોલજો હો, નમસ્તે,
જય સત્યની હો, ખચીતે,
હરિ સાહાય્ય હોજો,
કરો ફતેહ વીરાઓ આવોજી.

---

## ૫૨ સ્વતંત્રતા-*વધૂ વરવા.

( વરમાળ હાથે ઝાલી. )

[1]સમશેર-શ્રુતિ ઝાલો, [2]સમશેર થઇને મ્હાલો,
હોંસ ઋષિની પૂરણ કરવા, ચાલો, ચાલો,
સત્ય સ્વતંતરતા વધૂ વરવા, પોપ ગઢે ઘો મારો૦— ૧
તલવાર-બુદ્ધિ ધારો, [3]તલવાર ના વિસારો,
મુક્તિ કન્યા-કર શિર સાટે, ઝાલો, ઝાલો,
દ્રોહી કો હરવા આવે તો, તન, મન પ્રાણે પાળો૦— ૨
શરનીર સંપે વધજો, ગંભીર સાગર બનજો,
ધર્મ આપણો વેદ જીવથી વ્હાલો વ્હાલો,
ટેક-રણે આર્યત્વ દીપાવી, જય-વરમાળા ધાલો૦— ૩

---

## ૫૩ વૈદિક સવિતા.

( મરાઠી ચાલની સાખી )

હૃદય ! ભક્તિ રસભીનાં જોને સવિતા પૂર્વે પ્રકાશ્યો,
વૈદિક સવિતા પૂર્વે પ્રકાશ્યો,
સોનેરી તેનાં કિરણોથી ભારત દેશ વિકાસ્યો,
સ્વાતન્ત્ર્યોદયનાં ચોઘડીયાં શાં ગાજી રહ્યાં૦— ૧
કમળ-મુખ ચેતન્ય પ્રફુલ્લ્યું આર્ય-ભ્રમર વિલાસ્યો,
અવૈદિક જડવાદી ઘુડ, વડવાંગર ગુપ્ત નિવાસો,
મતાંતર-તારલીઆ, અંજાઈ છૂપાયાં૦— ૨
ગુરૂકુળ-બાગબગીચા ખીલ્યા બ્રહ્મચારી-ફળ જામે,
તેનાં જ્ઞાનામૃત સ્વાદાર્થે, મોં ફાડી જગ કામે,
પવનો ઐક્ય તણા વિશ્વે શા વાઈ રહ્યા !૦— ૩

---

૧ શ્રુતિરૂપ તલવાર. ૨ સિંહ સમાન. ૩ જરા વખત * વહુ.

## ૫૪ વૈદિકધર્મ-પાન કરવા.

( પીલે શરાબ મઝેદાર મેરે યાર. )

કરજે વૈદિક ધર્મ-પાન આર્ય બાળ! કરજે વૈદિક ધર્મ-પાન,— ટેક૦
રોમ રોમમાં **ઓરૂમ્** પ્રકટાવે, કર્તવ્યમાં જોમ હામ૦— આર્ય૦ ૧
કોમ કોમથી સંપી બનાવે, શત્રુ હટાવે શેતાન૦— આર્ય૦ ૨
આત્મસ્રોત વિશ્વે વહાવે, નસાડે જડતા અજ્ઞાન૦— આર્ય૦ ૩
અરાજકતા દ્રોહ ટળાવે, સુણાવે શાન્તિનાં ગાન૦— આર્ય૦ ૪
હિંસા રાક્ષસીને ભગાડે, દયાના ખોળામાં જાન૦— આર્ય૦ ૫
ગુલામી-રૂઢિની બેડી તોડાવે, અપાવે સ્વાતન્ત્ર્ય ધામ૦—આર્ય૦ ૬
ઐહિક અભ્યુદય અપાવે, નિઃશ્રેયસ સિદ્ધિનાં દાન— આર્ય૦ ૭

---

## ૫૫ વૈદિક વર્ષા.

( એ માથે મટુકી લઇ જઉં. )

વાહ ! વર્ષા વેદોની વરસાઈ!
સાથે સપ, સ્વાતન્ત્ર્ય ગર્જના છવાઈ૦— વાહ૦ ટેક.
આ મુઆર્યો-મોર કેકે,
સર્પો ત્રાસી જાય ચોંકે,
એ...ચેતનતા-વીજ ચમકાઈ૦—સાથે૦— વાહ૦ ૧
આ પંજાબી હાથી ગાજે,
હંસ, મુન્શી, લજપત રાજે,
એ...શ્વાનો ગયાં સૌ છૂપાઈ૦—સાથે૦— વાહ૦ ૨
નિત્ય આત્મ-બપૈયા બોલે,
ધર્મ-કલ્પદ્રુ ડાળે ડોલે,
એ...ગાનો વેદાન્ત તણાં ગાઇ૦—સાથે૦— વાહ૦ ૩
ગુરૂકુળ શાળા-મહિષી દૂઝે,
જડ-નાસ્તિકતા-વાંદરી ધ્રૂજે,
એ...શાન્તિ-સ્વાતિ છીપ ફેલાઇ૦—સાથે૦— વાહ૦ ૪
ભક્તિ જ્ઞાન છલ્યાં નવાણો,
મુક્તિ ચાતકી પીતી પાનો,
એ...આર્યભૂમિ શી રીઝાઈ !૦—સાથે૦— વાહ૦ ૫

---

## ૫૬ વેદધર્મ લ્યો.

વેદધર્મ લ્યો આર્ય ભાઇ !
આપું હું સત્ય કમાઇ૦—વેદ૦—ટેક.
આને મૂઢ કૃપણુ ભજે, આંને કામી હરદમ,
તનને મોહાન્ધો ભજે, ભક્તો ભજે [1]ધી, ધર્મ હાં૦— વેદ૦ ૧
એક જન્મદાતા પિતા, બીજો પિતા પરબ્રહ્મ,
ત્રીજો જ્ઞાનદાતા ગુરૂ, ચોથો વૈદિકધર્મ હાં૦— વેદ૦ ૨
તન, મન, ધન કુરબાનીથી, વેદધર્મ ખરીદાય,
ખરા માયના પુત તે હોંસે લેવા ધાય હાં૦— વેદ૦ ૩
પ્રાણુવૃત્તિ રૂધ્યા થકી, બ્રહ્મ-મોક્ષ પામાય,
પ્રાણુ-શક્તિ હોમ્યા થકી વિશ્વે વેદ સ્થપાય હાં૦— વેદ૦ ૪
ઐહિક સ્વર્ગ લીધા વિના જડે ન આત્મિક સ્વર્ગ,
પૃથ્વી સ્વર્ગ બનાવવા ભેખ લ્યો શૂરા વર્ગ હાં૦— વેદ૦ ૫
આત્મ-સ્વરાજ્યજ સ્થાપવા કરીએ અમે પ્રયાસ,
સાર્વભૌમ શાન્તિ સરે એ અમ શ્વાસોચ્છ્વાસ હાં૦— વેદ૦ ૬

---

## ૫૭ અમારી પ્રતિજ્ઞા.

( ભારતકો સૂના છોડકે. )

અમે તો ધર્મ પ્રચારમાં નિજને અર્પણુ કરી દેશું.—ટેક.
બ્રહ્મચર્યને ધારણુ કરવી, વેદોવેદાંગોને ભણુવી,
[2]દર્શન કેરાં દર્શન કરવી, માયા-જાળ-પ્રપંચના
મુર્ખનું મર્દન કરી દેશું૦—અમે તો૦ ૧
ગૃહસ્થ આશ્રમમાં પછી લાવી, ઋતુગામી સર્વને બનાવી,
ષોડશ સંસ્કારોને કરાવી, સન્તાનોની આયુને,
ઋષિ જીવન તુલ્ય કરી દેશું૦—અમે તો૦ ૨
નિત્ય પંચયજ્ઞોને કરાવી, પાર્થિવ પૂજાને છોડાવી,
સાચા ઈશ્વરભક્ત બનાવી, ગૃહ આશ્રમનાં કર્મને,
અમે ફરી પૂર્ણ કરી દેશું૦—અમે તો૦ ૩
વાનપ્રસ્થની પ્રથા ચલાલી, આત્મા તણું સ્વરૂપ બતાવી,
બ્રહ્મ જ્ઞાનને પૂર્ણ કરાવી, દૃઢ આસ્તિક્ય વિચારમાં,

---

૧ બુદ્ધિ ૨ ષટ્ શાસ્ત્ર.

સ્થિર તન, મનને કરી દેશું—અમે તો૦ ૪
આખરમાં સન્યાસી બનાવી, માન તથા અપમાન છોડાવી,
પક્ષપાતથી ચિત્ત હઠાવી, વેદોના સુપ્રચારથી,
સુખનું સાધન કરી દેશું—અમે તો૦ ૫
ગુણ ને કર્મ સ્વભાવ મેળાવી, વર્ણ વ્યવસ્થા ઠીક બનાવી,
દ્વિજો તણું દ્વિજત્વ ધરાવી, મિથ્યા જ્ઞાતિ અભિમાનનું,
સર્વથા દલન કરી દેશું—અમે તો૦ ૬
શ્રુતિઓની આજ્ઞા શિર ધારી, પાખંડોને પૂર્ણ વિદારી,
ધારી *શંકર-વ્રત સુખકારી, પરમાર્થે મન વાળીને,
ચુકતું ઋષિ ઋણ કરી દેશું—અમે તો૦ ૭

## ૫૮ વિદ્યા-વસંત ઋતુ.

( એ માથે મટુકી લઈ જાઉં. )

વાહ ! વિદ્યા-વસન્ત ઋતુ છાઈ!
પ્યારી ભારતીને અમૃત રસ પાઈ—વાહ. ટેક.
આ આર્યો-ભમરા ગણ ગુંજે,
વેદ-પલ્લવ કુંજ કુંજે,
એ શાન્તિ-[1]સમીર રહ્યો વાઈ—પ્યારી૦ ૧
આ ગુરૂકુળ-વાડી ફાલી,
બ્રહ્મચર્ય્ય-સુગંધિ ચાલી,
એ મુક્તિ-કોકિલા રહી ગાઈ—પ્યારી૦ ૨

## ૫૯ બ્રહ્મ જ્ઞાન ફેલાવો.

( હિન્દી કાવ્ય ઉપરથી આશાવરી. )

ફેલાવો બ્રહ્મજ્ઞાન જગતમાં, ફેલાવો બ્રહ્મજ્ઞાન;
સત્ય ધર્મ ને વેદ પઠનમાં, અર્પણ દ્યો કરી પ્રાણ૦— જગતમાં. ટેક.
ધીરજ ધારો મીઠું બોલો, છોડો હઠ અભિમાન;
નિત્ય પંચયજ્ઞોને કરવા દ્યો દીનોને દાન૦— જગતમાં૦ ૧
જગત્ ગુરૂ હતો દેશ અમારો, સૌએ કર્યું વખાણ;
વેદોની પ્રિય આજ્ઞા પાળો, મળશે ફરી તે માન૦— જગતમાં૦ ૨

---

૧ પવન. *બીજાનું શુભ કરવાનું વ્રત.

દેશ દેશમાં ધૂમ મચાવો, થાઓ સિંહ સમાન;
ચીન, અરબ આદિ દેશોમાં, યૂરોપ ને જાપાન૦— જગતમાં૦ ૩
ગુરૂકુળમાં સન્તાન ભણાવો, તજો મોહની વાણ;
સાચાં માત પિતા કે'વડાવો, દો ગુરૂકુળને દાન૦— જગતમાં૦ ૪
આપ ખાતર ઋષિ અર્પણ કરી ગયા, તન, મન, ધન, ને પ્રાણ;
ઋણ ઋષિનું શીઘ્ર ચુકાવો, આવો આર્ય સન્તાન૦—જગતમાં૦ ૫

## ૬૦ ધર્મ પથ ફેલાવો.

( હિન્દી કાવ્ય ઉપરથી આશાવરી )

ધર્મ પથ ફેલાવો ઘર ઘર દ્વાર. (૨)
નગર નગર ને ગામ ગામમાં, કરો વૈદિક પ્રચાર૦— ધર્મ૦ ટેક.
પ્રીતિ વધારો દ્વેષ હડાંડા, કરી મન પર અધિકાર,
કો. ધૂળ, પત્થર વરસાવે, તોય કરો ન વિચાર૦— ધર્મ૦ ૧
ધર્મને કારણ સ્વામી દયાનંદ, અર્પણ કરી ગયો પ્રાણ;
લેખરામજીએ પેટ ફડાવી, કીધો દેશ સુધાર૦— ધર્મ૦ ૨
ધર્મને કારણ ગુરૂ ગોવિન્દના, બને રાજકુમાર,
ભીંતે ચણાયા ન 'હાય' મુખે કહી, ધર્મ છે જગમાં સાર૦—ધર્મ૦ ૩
બારેક વર્ષનો બાળ હકીકત, ધર્મે થયો કુરબાન,
માત પિતાદિનો મોહ છોડીને, તન, મન, દીધાં ઓવાર૦— ધર્મ ૪
ધર્મને કારણ રાજા હરિશ્ચન્દ્રે, રાજપાટ કર્યું ત્યાગ;
રાણી વેચી રોહિતાશ્વ શિશુ, પોતે ઘેર ચમાર૦— ધર્મ૦ ૫
ધર્મને કારણ રામ, ભરત, લક્ષ્મણ એ રાજકુમાર;
રાજ્ય ગાદી પર લાત મારીને, વન વન ફર્યા લાચાર૦— ધર્મ૦ ૬
એવા આપ બનોને વીરલા, છોડી ભીરૂ વ્યવહાર,
સાચા ધર્મ ધુરંધર થાઓ, પૂર્વજવત્ સંસાર૦— ધર્મ૦ ૭

## ૬૧ વેદોનો ઝુંડો.

( ઉડાવો નખરાંના ટકા હજાર. )

ઉડાવો વેદોનો ઝુંડો તમામ,
કાઢો ભારતનું નામ, લૂછો *ભાલેથી ડામ;

* કપાળેથી

છે આર્યોનું કામ, ધારો દિલ હામ (૨)
છોડો સ્વાર્થીલા ડોળો દમામ૦— ઉઠાવો. ૧
બ્રાહ્મણુ ! વિદ્વાન્ થાઓ ધારી સુવિધા,
નમે ક્ષત્રિયો ! થાઓ ધર્મવીરા,
વેપાર વધારો વૈશ્ય, શૂદ્રને સુધારો શેષ,
આવો એક થઇએ, સ્વધર્મ સુખ લઇએ,
વધે વિદ્યા-દામ, થાય ભારત આ સ્વર્ગીય ધામ૦—ઉઠાવો. ૨

---

## ૬૨ વૈદિક ધર્મની જય.

( અપીલ. )

બોલો વૈદિક ધરમની જય ! જય ! જય !
બોલો જય ! જય ! જય ! બોલો જય ! જય ! જય !૦—બોલો૦
તન, મન, ધન વેદો પર વારો, આર્ય શબ્દનુ ગૌરવ ધારો;
ભલે કરવો પડે પોતાનો ક્ષય, ક્ષય, ક્ષય૦ — બોલો૦ ૧
ઋષિ-ઋણુ ભરવા બીડું ઝડપ્યુ, વિશ્વ ઉદ્ધારવા વચન અર્પ્યું.
જો જો મા-સ્તનનું લજાવતા ન પય, પય, પય૦— બોલો૦ ૨
વીરજાનંદની વાણી સંભારો, દયાનંદનો કોલ સંભાળો;
બનો મહાશયો ! લેખરામમય, મય, મય૦— બોલો૦ ૩
ધર્મવીર ! **ओ३म्** ઝુંડો ઝાલો, ફર્જ-રણે મૂંછ પાણી બતાવો;
કરો યાહોમ દિલથી ભગાડી ભય, ભય, ભય૦— બોલો૦ ૪
વેદ પ્રચાર અપીલ ઉદ્ધારો, ચાલો, ચાલો, હવે કરી દેખાડો;
ઝટપટ બોલો ખીસાં લગાડો ન સમય, સમય, સમય૦—બોલો૦ ૫

---

## ૬૩ વેદોની અપીલ.

( સિંહગઢ ફતેહ કરો બેટા. )

કરી રહ્યા વેદો અપીલ, અપીલ, અપીલ,
હવે કરો ન જરી ઢીલ, ઢીલ, ઢીલ૦—કરી૦
જો જો બનતા ન કંજુસ મુવાલી,
દાનવીરો ! ગજવાં કરો ખાલી,
દીપૂ દીપૂ હુરૂરેની ગજવાવો તાલી,
તોડી નાખો પોકેટની સીલ, સીલ, સીલ૦— હવે૦ ૧

કુર્જે આર્યો પાછી પાની ભરશે,
તો વેદો અરજ કોને કરશે ?
કોણ દયાનંદનું કરજ ભરશે ?
વીરો ! કરો સ્વાત્માર્પણનાં વીલ, વીલ, વીલ૦— હવે૦ ૨
તમે કાંડાં વેદોને કાપી દીધાં,
ઓરમ્ ઝુંડો ફરકાવા ' પણ ' લીધાં,
ધર્મ-યુદ્ધ ચેલેંજ સોને કીધાં,
જો જો ન હવે ફસ્કી જતાં દિલ, દિલ, દિલ૦— હવે૦ ૩
મુસલમાનો કુરાને કુરબાન,
ઇસાઈ બાઇબિલે ઓવારે પ્રાણ,
હિન્દુ જાતિ ખોશે શું સ્વાભિમાન ?
ચુકાવો વેદે તન, મન, ધનનાં બીલ, બીલ, બીલ૦— હવે૦ ૪
જાંઘ ઠોકી અખાડે અહીં આવો,
આર્યમલ્લો ! તમ ગોરવ બતાવો,
દયાનંદની સાગર્દી જગ જણાવો,
ઝગાવો વેદ તાલીમનું હીર, હીર, હીર૦— હવે૦ ૫

---

## ૬૪ અમારી ધૂન.

નાગી ઉંમર બધી ગાળશુ,
ભારત ઉપર વારી જશુ;
ધૂલિ ઉપર આળોટશું,
દીનોના દુઃખો ટાળશુ.
ગાળો ને નિન્દા સાંખશુ,
સચ્ચાઈ માર્ગ બતાવશું;
બુધ, જીસસ, મંસુર બની જશું,
સ્વામી દયાનદ સમ થશું.
તીક્ષ્ણા સૂળી પર ચડી જશું,
પણ બ્રહ્મ જ્ઞાન ફેલાવશું.

# બ્રહ્મચર્ય, ગુરૂકુલ, ઋષિજીવન ઇત્યાદિ.

## ૬૫ મારને માર મારવા.

( ગજલ. )

[1]મર માર [2]મારને માર [3]મારાત્મકે [4]મા રજ થા ગમાર,
કર ઠાર તેને બાકી સૌને દયામૃત ધારાથી ઠાર૦—ટેક.
દુઃશાસનોને મનય આ દુશ્મન-શમન દુઃશામ્ય છે,
રાવણ, સુયોધન, કીચક, દુઃશાસન સ્મરે *સ્મરનાજ માર૦— ૧
વળી આ મહાબાણાવળીના વીર વડીઆ વીરલા,
તેની કુસુમબાણાવળિમાં બળીઆ બળીઆ અપાર૦— ૨
કંઈ શેર સમ સમશેર લઈ દર્પે ધ્રૂજવતા શેર વાઘ,
પણ સવાશેર [6]કંદર્પ દરથી થયા [7]શેરી શેર શિકાર૦—
જેના [8]અમર્ષની આગ આગળ અરિદળ-દારૂ બળે,
તે [9]પાણી [9]પાણી કામની તલવાર-પાણી[10] જોઇ [11]તલ વાર૦— ૪
જખમો ખમે જગરંગે બંદુક તોપના અગ અંગમાં,
જખમારતા થઇ અનંગની પીચકારી રંગે ઠંડાગાર૦— ૫
નિજ હસ્તથી હરી હસ્તીહારને હાર ઘે હરિ કેસરી,
તેનાય મદની મદનની હસતી સતી રતિ છે ઉનાર૦— ૬
જે નાગ-વક્ત્રની વક્ર દંષ્ટ્રા દંશથી નગ ફાડનાર,
એ [12]પંચશર શર વિષ [13]ઉરગ ઉર રગ રગતને ભેદનાર૦—૭
જેનાં જીવનવન જીરણ રણ જ્યાં જીવન ઝરણ કણય સૂકયાં,
એવા મીનો-મુનિનેય એ *મીનકેતુ બગલો પકડનાર. ૮
અમૃત ઝર્યા અમરો તરુવરો તણો (એ) ઝેર ઝરો ઘુરો,
એ મનસ્વી મન મહાર્ણવનો મકર મકરધ્વજ મથનાર૦— ૯
એના હુકમની હાક હાકમ કમ ન કૃમી, મૃગ, પક્ષી પર,
જળ, સ્થળ, ચર, લતા, દ્રુમ, ફળ, કુસુમ સહે કુસુમેષુ પ્રહાર૦—૧૦
ઓ ફાંકડા ! લશ્કર વડા ! સમ્રાટ્ ! ડાહ્યા ! સાધુડા !
ત્યારે અનન્યજ અજીત તું જ્યારે અનન્યજ જીતનાર૦— ૧૧

---

૧ ભલે. ૨ કામને. ૩ હિંસક. ૪ જરા પણ. * કામદેવ. ૬ કામદેવ. ૭ કુતરા. ૮ ક્રોધ. ૯ નરમ નરમ. ૧૦ તેજ. ૧૧ ઘડી વારમાં. ૧૨ કામદેવ. ૧૩ સર્પ.

## ૬૬ મારના મારની ચેતવણી.

( સિંહગઢ ફતેહ કરી બેઠા. )

ખબરદાર ખાતા ન મારના માર,
ન લગાડો ગફલત લત લગાર૦—ખબરદાર૦ ટેક.
અનંગો અનંગ એ લડે લડાઇ,
વિના [1]પાણિપાદ પુષ્પબાણ સાઇ,
તેની કને ગયા જોધડાય કાંઇ,
અદૃશ્ય ને અશ્રાવ્ય તેની બંદુકના બહાર૦— 1
એના ઘાથી રાવણ જેવો ઘવાયો,
લંકારણમાં કુળ સાથે રોળાયો,
જે ચાર ચોકડીનો હતો રાયો,
તેનો પણ ત્યાં ન ચાલ્યો અધિકાર૦— 2
જુઓ તે ઋષ્યશૃંગ બ્રહ્મચારી,
અષ્ટમૈથુન ત્યાગી સદાચારી,
એક વાર સ્ત્રી કટાક્ષ-તીર મારી,
એ ગભરૂ પારેવડા તણો કર્યો શિકાર૦— 3
પર્ણ, પાણી, પવનના આહારી,
નગ્નકાયી, ભૂશાયી, વિચારી,
વિશ્વામિત્ર, પરાશરય ગયા હારી,
એશારામી તો સ્મર-સ્મરણેજ ઠાર૦— 4
કામે દ્રૌપદીની ફૂલકણી દાગી,
મહાભારત-વને લાય લાગી,
સૂકાં લીલાં બાળ્યાં તરૂ અભાગી,
અમર ફળ્યા છોડવા કઇ કર્યા ખુવાર૦— 5
એણે વીરોના જાનો બગાડ્યા,
કંઇક મહારાજ્યો ઉજાડ્યાં,
શરીર સતીઓનાં ચેહે ચડાવ્યાં,
વર્તાવ્યા સ્થળે સ્થળે હાહાકાર૦— 6
એણે મોહિનીનાં ચશકો કર લીધાં,
યુવક ખૂન કરી ખૂન ભરી દીધાં,

---

1 હાથ પગ.

ચસ, ચસ, ચસ મોઢે માંડી પીધાં,
એવા પુષ્પબાણોના ખૂની પ્રહાર૦— ૭
ઓ વિદ્યાર્થી ! કૌપીન બાંધી લેજે,
ઓ ગૃહસ્થ ! સ્ત્રી-વ્રત શુદ્ધ પીજે,
ઓ સન્યાસી ! ત્યાગી ! સાવધ રે'જે,
ન થાતા અરિ પાસ બાયલા ગમાર૦— ૮
ના મરડો મૂછો પર તારો,
શું ખાઓ ખોટા ખૂંખારો !
ઢાલા દબી બની ન ડોળ ઘાલો,
બનો જો કામના ગુલામ તાબેદાર૦— ૯

---

## ૬૭ લંગોટા બાંધવા.

( સિંહગઢ ફતેહ કરો બચા. )

વીરા ! આવો બાંધોને લંગોટા,
ચાહો બનવા જો ઋષિ મુનિ મોટા૦—વીરા૦ ટેક.
કોની માએ ખાધી સૂંઠ શેર ?
કોણ એવા સિંહણના શેર ?
બ્રહ્મચર્યની ઝાલે સમશેર,
બ્રહ્મચારી બહાદુરોના બેટા૦— વીરા૦ ૧
કામીકામિની પુતોનું ન કામ,
અહીં અબ્રહ્મચારી બદનામ,
વિષય જાયા શું હણે વિષ-કામ,
એવા દૂર નપુંસકો ખોટા૦— વીરા૦ ૨
રાજ્ય સંસાર ભરનાં ફુલ,
એ લંગોટ માંહીં વસૂલ,
ભર્તૃહરિ, ગોપીચન્દ્ર, બુદ્ધ ડૂલ,
માર્યાં વૈભવ પર કચ્છોટા૦— વીરા૦ ૩
શૂરા સમ્રાટ્ના છક્કા છોડાવે,
જનક, દશરથાદિને નમાવે,
પરશુરામ, હનુમાન્, ભીષ્મ કા'વે,
જેનાથી ધરાને ધ્રુજાવે મહોટા૦— વીરા૦ ૪

એને બાંધે તે ત્રણુ લોક સાધે,
જરા નજરે જરા નજ માંડે,
રોગ મૃત્યુ તેને ન લાધે,
જગત્માં જેના ન જડવા જોટા૦— વીરા૦ ૫
જે ન ધારી શકે આ લંગોટા,
પશુવત્ તે ખાશે વિષય-સોટા,
ગોલા ગુલામોથી પણુ છોટા,
પછી છો રાવણુ, નેપોલ્યન હોતા.— વીરા૦ ૬
જે સ્મરનાં કુસમણુાંય સ્મરશે,
મારના મુગા મારે તે મરશે,
એવા કામને કૌપીને જે હણુશે,
તે મુક્તિ-સ્વતંત્રતા જોતા૦— વીરા૦ ૭

---

## ૬૮ બ્રહ્મચર્ય-મહિમા.

( એ માથે મટુકી લઈ જાઉં. )

એ...પાળો બ્રહ્મચર્ય ભાઈ!
મહિમા જેનો વેદે રહ્યો છે ગવાઈ૦—ટેક-
ચાર અવસ્થા તનની માની, વૃદ્ધિ યૌવન પૂર્ણતાની,
એ...છેલ્લે હાનિ નબળાઈ૦— મહિમા૦ ૧
સોળ વર્ષથી વૃદ્ધિ થાયે, ચોવીસે યૌવન આરભાયે,
એ...ચાલીસે સપૂર્ણતાઈ૦— મહિમા૦ ૨
બ્રહ્મચર્ય છે ત્રણુ પ્રકારૂ, ચોવી, ચાલી, અડતાલીસું,
લ્યો...ઉત્તમ નૈષ્ઠિક વ્રત સાઈ૦ મહિમા૦ ૩
ચોવીસું તો સૌથી નીચું, ચાલીસું તેનાથી ઉંચુ,
એ...ઉડતાલીસે શ્રેષ્ઠતાઈ૦— મહિમા૦ ૪
પ્રથમાચારી '**વસુ**' ગણુાયે, મધ્યમાંગી '**રુદ્ર**' થાયે,
એ...'**આદિત્ય**' ઉત્તમે વધાઈ.— મહિમા૦ ૫
પરશુરામ, હનુમાન્, લક્ષ્મણુ,
ભીષ્મ, શુક, શંકર દયાનંદ,
એ...તેવાં જીવન લ્યો કમાંઈ૦— મહિમા૦ ૬

---

## ૬૯ અમૂલ્ય ધાતુ.

( લાવણી-સવૈયા. )

જે બુંદેથી દેહ આ સુંદર મનુષ્યનો ઓળખાયે છે,
અબ્જ રૂપીઆ દેવા છતાં ન કોઇથી ખરીદાયે છે,
રતિ ભર વીર્ય રહે તન જ્યાં સુધી મૃત્યુ પણ ના આવે છે,
તે અમૂલ્ય ધાતુને મૂર્ખા જળ રેલે વ્હેવરાવે છે !!૦— ૧
જે બુંદેથી બન્યા રામ, લક્ષ્મણ, કૃષ્ણાર્જુન ઋષિ મુનિઓ,
વોશિંગ્ટન, નેપોલ્યન, અને નેલ્સન, ટોગાદિ, વીરો,
જેનાથી વ્યક્તિ સમષ્ટિ સૌ વીર્યવાળી કહેવાયે છે,
તે અમૂલ્ય ધાતુને મૂર્ખા જળ રેલે વ્હેવરાવે છે !!૦— ૨
કાળ તણા જેતા* જેનાથી મૃત્યુને થથરાવે છે,
કામની કામની કામની ને શું કામની કહી કંપાવે છે,
રાજ્યપાટ સુખ, ભોગ, વિલાસો પર જે લાત લગાવે છે,
તે અમૂલ્ય ધાતુને મૂર્ખા જળ રેલે વ્હેવરાવે છે !!૦— ૩
રેલ, તાર, સ્ટીમર, વિમાન, ફોનોગ્રાફાદિ કાઢે જે,
નહિ ઢીંગલા ઢીંગલી જેવાં નિર્વીર્યોથી લાધે તે,
ધીર, વીર, ગંભીર, પ્રવીણ નર જગમાં જે ઉપજાવે છે,
તે અમૂલ્ય ધાતુને મૂર્ખા જળ રેલે વ્હેવરાવે છે !!૦— ૪
વિષયાનંદની સામે જેની રક્ષા લાખ ગણી સુખદા,
બુદ્ધિ, બળ, કૌશલ્ય, કળામાં સાચું વીર્ય ગણો ફળદા,
અભ્યુદય, નિઃશ્રેયસસિદ્ધિ જેનાથી બુધ લાવે છે,
તે અમૂલ્ય ધાતુને મૂર્ખા જળ રેલે વ્હેવરાવે છે !!૦—૫

---

## ૭૦ બ્રહ્મચર્યાર્થે બોધ.

( મારા તનમાં મનમાં. )

લેજો તનથી મનથી ઋષિનો મુનિનો બ્રહ્મચર્ય બોધ સારો,
તેના વિના આજ ભારતવર્ષનો બૂડી રહ્યો જન્મારો૦—ટેક.
ધર્મનાં ધામ, કર્મનાં નામ, બળ-બુદ્ધિનાં કામ,
શૌર્ય, પરાક્રમ, ખોઈ બેઠો નિર્વીર્ય આ દેશ બિચારો૦— ૧
પ્રથમ 'સ્ત્રી' પછીથી 'શ્રી'ને આખર 'સ્ત્રી' મેળવાય,

---

* જીતનાર

પિંગલાચાર્યનું આદિત્ય સૂત્ર કે આજ ઉંધી ગંગા ધારો૦— ૨
જામદગ્નિ, શુક, ભીષ્મ સમાન, શંકર, દયાનંદ મહાન,
ન્યુટન, હર્બર્ટ, સુલભા, ગાર્ગી, માગ્યો સૌ ભવ કુંવારો૦— ૩
બ્રહ્મચર્યે રાજા રાષ્ટ્ર શોભાય, મૃત્યુ તેનાથી જીતાય,
ત્રણે લોકોનાં શાશ્વત સુખો તેજ તપેથી ધારો૦— ૪

---

## ૭૧ કૌપીનમાં ભૂલી પડેલી માયા.

( એ અમો અબળાને માયા વ્હાલીરે. )

એ અમ કૌપીને માયા પડી ભૂલી રે, ભૂલી રે, ભૂલી માયા ભૂલી૦—ટેક.
અંગથી ખોટા ઉપાંગથી ખોટા અષ્ટાવક્રની સામે જનક ધૂલી રે,
ધૂલી રે, ધૂલી માયા ભૂલી૦— એ૦ ૧
એક વસિષ્ઠની શક્તિની સામે, વિશ્વામિત્રની સેના બધી ડૂલી રે,
ડૂલી રે, ડૂલી માયા ભૂલી૦— એ૦ ૨
સુલભા કેરી દિગંબરી હાલત જનકસભાને ગણે કુલી રે,
કુલી રે, કુલી માયા ભૂલી૦— એ૦ ૩
પરશુરામની કુઠારધારે ક્ષત્રિ-શક્તિ ચડી ઉચ્ચ શૂળી રે,
શૂળી રે, શૂળી માયા ભૂલી૦— એ૦ ૪
અંગદની વીર હાકની આગળ રાવણની કચેરી તુલી રે,
તુલી રે, તુલી માયા ભૂલી૦— એ૦ ૫
શુકદેવની શુભ નિષ્ઠાની અગ્રે રંભા બિચારી ફાકે ધૂલી રે,
ધૂલી રે, ધૂલી માયા ભૂલી૦— એ૦ ૬
ભીષ્મપિતાનાં દૃઢવ્રત માંહી રાજ્યસમૃદ્ધિમાં જગી પૂળી રે,
પૂળી રે, પૂળી માયા ભૂલી૦— એ૦ ૭
બુદ્ધદેવનાં એ કમંડલુ માંહી પિતૃ-ચક્રવર્તી સત્તા ઝૂલી રે,
ઝૂલી રે, ઝૂલી માયા ભૂલી૦— એ૦ ૮
દયાનંદની સત્યટેકની પાસે લાલચો નૃપોની કોડી મૂલી રે,
મૂલી રે, મૂલી માયા ભૂલી૦— એ૦ ૯
મુક્તિ સંગાથી લંગોટી અમારી કરશું ધારણ તેને ફૂલી રે,
ફૂલી રે, ફૂલી માયા ભૂલી૦— એ૦ ૧૦
અણમૂલ કૌપીન ગુરૂકુળ દેશે તે તરફ કરો દૃષ્ટિ ખુલ્લી રે,
ખુલ્લી રે, ખુલ્લી માયા ભૂલી૦—એ૦ ૧૧

## ૭૨ કૌપીન ધારીઓની મહત્તા.

( પિયુ પરદેશીને કહેજો પ્રણામ અમારા. )

ઋષિ કૌપીન ધારીને છે, પ્રણામ અમારા,
વીર બ્રહ્મચર્યવ્રતવાળા— ઋષિ૦ ટેક.
જેણે પિતા–વધ વૈર લીધું તીક્ષ્ણ ધાર કુઠારથી,
ખંડયાં ઉદ્દંડાં રૂંડ મુંડ પ્રચંડ પરશુ–પ્રહારથી;
નક્ષત્રિ પૃથ્વી એકવીસ સમયે કીધી દઈ દોટને,
એ પરશુરામ નડંગ્ ધડંગે, ધન્ય! તે લંગોટને૦— ૧
જે ચાર વેદો જાણ, નીતિમાન્ રાઘવ–પ્રાણ હતો,
સાગર મહાનય તર્યો ગણી ખાબોચીઆની સમાન તો;
લંકા પ્રજાળી સીતા ભાળી અરિ હણ્યા ગ્રહી કોટને,
હનુમાનમાં એ બળ હતું છે ધન્ય! તે લંગોટને૦— ૨
બાળક વયે વ્હાલાં તજ્યાં કરી સંગ વિશ્વામિત્રનો,
ઋષિ–યજ્ઞ તાર્યા, અસુર માર્યા, કર્યો ભંગ ધનુષનો;
પિતુ સત્ય કાજે તજ્યું રાજ્યે સહી વિકટ વન ચોટને,
હણી વાલી રાવણ લીધી સીતા ધન્ય! તે લંગોટને૦— ૩
જે ભાઇનો થયો ભક્ત જમણી ભુજાવત્ રણરાનમાં,
આઠે તજી મૈથુન જનની સમ ભાભીની દૃષ્ટિ આણમાં;
લંકા લડાઇએ દીધી શુધ બુધ ઘડી અસુરના ઘાટને,
ને ઇન્દ્રજીત અર્જીત હણ્યો તે ધન્ય! લંગોટાહને૦— ૪
જેણે મચાવી પાંડવોમાં હાક હાહાકારની,
ભીમાર્જુનાદિનાય છક્કા છુડાવ્યા ધનુમારથી;
શ્રીકૃષ્ણ જેવાની ભૂલાવી પ્રતિજ્ઞા સ્વપ્રતાપથી,
તે ભીષ્મ શર–શય્યે સુતો જીતી મૃત્યુ લંગોટાહથી૦— ૫
ભેદે મનાવી માનને ભવત્યાગી જે ત્યાગી થયો,
બ્રહ્માનુરાગી, અવિદ્યા જડતાની જડ ઉખેડી ગયો;
બૌદ્ધાદિ નાસ્તિક વાદીને હરવ્યા સુશાસ્ત્ર–થપાટથી,
વર્ણાશ્રમો, વેદો ઉદ્ધાર્યા સર્વ લંગોટાહથી૦— ૬
જેણે અનેકાનેક વેદ વિરૂદ્ધ મત કંપાવીઆ,
સૌ કોમને શિરશરીર ઉતર્યા શિખાસૂત્રો સ્થાપીઆં;
હીલચાલ જગવી એશિઆ ને અમ્રિકા યુરોપથી,

એ દયાનંદ [illegible]
એ ધન્ય ! ધરણી, જ્યાં શુદ્ધ બ્રહ્મચારી, સંયમશાળી,
મહિમાકારી, જે થકી પ્રજા ઉજાળી૦— ૭

---

## ૭૩ ગુણવન્તુ ગુરૂકુળ.

( ગુણવન્તી ગુજરાત અમારી. )

ગુણવન્તુ ગુરૂકુળ અમારૂં ગુણવન્તુ ગુરૂકુળ,
જ્ઞાનવિજ્ઞાનનું મૂળ૦—અમારૂં—ટેક.
દેશ વિદેશનાં બાલુડાં સૌ ભાઈ શાં ધરતાં વ્હાલ,
બ્રહ્મચર્યવ્રત પાળતાં લ્યે ગુરૂઓ ત્યાં સંભાળ૦— અમારૂં ૧
માતનાતથી છૂટીને થયાં પ્રજા માત્રનાં બાળ,
પોતાનાં કરી પાળતી તેઓ તે પર થાશે ઓવાર૦ અમારૂં૦ ૨
પ્હેરી કૌપીન વીર્ય, બુદ્ધિ, બળ લેવા, જીતવા કાળ,
જે પ્હેરી થયા ભીષ્મજી, શંકર, દયાનંદ જીતનાર૦—અમારૂં૦ ૩
ઝોળી ઝાલી ભિક્ષા ગ્રહવા ત્રિલોકને હસનાર,
જે કને રાજ્યો ગોપીચન્દ, બુધ, ભર્તૃહરિનાં અસાર૦—અમારૂં૦ ૪
ધર્મ-દંડ પકડયો ખરો જગે વેદની દેવા આણ,
ચીન, જાપાન, યુરોપ, અમ્રિકે ફેલવશે બ્રહ્મજ્ઞાન૦— અમારૂં૦ ૫
વેદત્રયી ભણવા ને ભરવા બ્રહ્મ, દેવ, પિતૃ કર્જ,
ધર્યું જનોઈ, કર્જ ખાતર પ્રાણ અર્પવા ફર્જ૦— અમારૂં૦ ૬
સન્ધ્યા અગ્નિહોત્રે કરતા તન, મન, પવન પવિત્ર,
વિદ્યા, તપ, ને સત્ય નીતિથી પાવન જીવનચરિત્ર૦—અમારૂં૦ ૭
સતયુગ પાછો લાવશે તે કાઢી કલિને દૂર,
બ્રહ્મવીરોની ગ્રહી વિભૂતિ કરશે ભૂમિ મગરૂર૦— અમારૂં૦ ૮
આશીશ તેમને આપજો બને ઋષિકુળને અનુકૂળ,
કંઈ યુગોની મૃત આશા ફરી જીવિત હો બીલકુલ૦—અમારૂં૦ ૪

---

## ૭૪ ઉદ્ધારની એક આશા.

( હિંદી )

પૂર્વનો ઉદ્ધાર ગુરૂકુળેથી થાશે, વેદ ધર્મ ત્યાંથી વિશ્વમાં ફેલાશે૦-ટેક.
વીર્યહીણ આ મરેલ દેશ કૂહાગ્યો, બ્રહ્મચર્યથી પુનર્જીવિત થાશે૦--૧

માતૃવાણી સંસ્કૃતા મૃતા ગણાઈ, જમની જીભની તે જીવની જણાશે૦—૨
વર્ણની મર્યાદ યાદ નહિ આજે, બ્રાહ્મતેજ, ક્ષાત્રવીર્ય, વૈશ્ય બાશે૦—૩
આશ્રમો તણા સદ્ધર્મ્ય શ્રમો નાસ્યા, બ્રહ્મચારી, ગૃહી, યોગી ત્યાં સોહાશે૦—૪
યજનયાજનો [1]મટે દુકાળ રોગો, ઘેર ઘેર યજ્ઞે, વૃષ્ટિ સુખ સધાશે૦—૫
ગુડબાઈ નાઇટ મૉર્નિંગો વદાયે, ધ્વનિ **स्वस्ति स्वस्ति नमस्ते** ગુંજાશે૦—૬
આજ માંસ ગો આદિનો ઘોર હિંસા, વેદ હાકમી હુકમેથી તે છોડાશે૦—૭
મદ્ય, મીન, મૈથુનાદિ દોષ ફેલ્યા, વામમાર્ગ તે સમૂળગો હણાશે૦—૮
દયાનંદ, રામ, (તીર્થ) વિવેકાનંદાદિ, ગુરૂકુળેથી જન્મી દિશે દિશ ધાશે૦—૯
અફ્રિકા, યૂરોપ, ચીન, જપાનોને, બ્રહ્મજ્ઞાન તણું સુધામૃત પાશે૦—૧૦
વિશ્વવ્યાપિની અશાન્તિ રહી ઘેરી, **ओरम् शान्ति शान्ति शान्ति**
ઉચ્ચરાશે૦—૧૧

---

## ૭૫ વેદ પ્રચારનું મૂળ.

( મહિદીપ. )

વેદનો પ્રચાર ગુરૂકુળ થકી થાશે,
દેશ તણો રોગ બ્રહ્મચર્ય થકી જાશે૦—ટેક.
આ મશીન ચેતની નમુના ઉચ્ચ દેશે,
આ સ્થળે ઋષિવીરોની જીંદગી ખરીદાશે૦— ૧
સર્વ કુકંદર્પ તણો દર્પ સહુ હણાશે,
સર્વ ગર્વ તણો પર્વ શાન્તિમાં સમાશે૦— ૨
પ્રાચીનતા ભારતી કુલીપણે પલટાઈ,
ક્ષુદ્ર હિન્દુતા ફરી આર્યત્વમાં સોહાશે૦— ૩
પારકી વિદેશી વાણી સર્વથી વદાયે,
માતૃવાણી સંસ્કૃતા જીભાન સૌની થાશે૦— ૪
ધર્મધ્યાન, કર્મકાંડ વેદિકી ટળ્યાં છે,
વર્ણ તથા આશ્રમોના મર્મ સૌ મપાશે૦— ૫
નામ જે પાણિનિ, વ્યાસ આદિનાં ભૂલાયાં,
તે ઋષિ, મહર્ષિ, યોગી, વીર ઉભરાશે૦— ૬
મદ્ય, માંસ, ધૂમ્રપાન દૂર કરી ગયાં છે,
શુદ્ધ ખાનપાન હોમહવન ત્યાં રચાશે૦— ૭
એક જાતિ, આત્મભાવ પૃથ્વીમાં ગણાશે૦— ૮

---

[1] ટળી જવાથી.

રસવતી સરસ્વતી–સરિત્ અહીં સરાશે,
બ્રહ્મજ્ઞાન અમી–ધાર વિશ્વમાં વહાશે૦— ૯
તે તણાં સુસ્નાનપાને અમર સર્વ થાશે,
જીવ માત્ર શાન્તિ શાન્તિ શાન્તિ ગાન ગાશે૦— ૧૦

---

## ૭૬ ગુરૂકુળ બગીચો.

( દેખો તો આજ કૈસા )

ગુરૂકુળ બગીચો વૈદિક જામ્યો તમારી સામો,
રોપ્યા તમોએ તેમાં નિજ પુત્ર કલ્પી આમ્રો૦— ટેક
આશા ભર્યા ફૂટયાં છે નવ પલ્લવો કુણેરાં,
બાળો કે તે ઉછેરો તમ હાથ સર્વ કામો૦— ૧
ખાતર પડે છે તેમાં સ્વાત્માર્પણ વીરોનાં,
તે છોડને ખીલવવા આનંદ, મુન્શીરામો૦— ૨
આશા તમે કરો છો બગીચાથી કલ્પતરૂની,
પણ વૃષ્ટિ–દાન સિંચો બગીચો નીકર નકામો૦— ૩
આશા–લતા તમારી પુષ્પાવશે પ્રભુજી,
આ ઝાડનાં ફળો સૌ દુનિઆમાં શ્રેષ્ઠ જામો૦— ૪
આશીર્વાદ આને આપો હે પૂજ્ય આર્યો !
ગોતમ, કણાદ, બુધની કીર્તિ–ફળો આ પામો૦— ૫
રેડી રૂધિર ગયો છે સ્વામી દયાનંદર્ષિ,
નસનસમાં ખૂન તેનું પ્રસરેલ બાગે માનો૦— ૬
કલમો દ્રુમોની થાશે, સ્થળ સ્થળમાં તે ફેલાશે,
ને યુરોપ અમ્રિકામાં, તરૂ કલ્પ ફાલ્યાં જાણો૦— ૭
આ બાગનાં ફળોની ચહુંદિશ માંગ થાશે,
અરબસ્તાન, ચીનથી, જાપાન આદિ ધામો૦— ૮
આ ઝાડનાં ઝુંડો પર કીર્તિ–ધ્વજા ફરકશે,
**ઓંકાર**ની આકાશે, લેશે જગત્પ્રણામો૦— ૯
તેમાં ભણાશે '**स नाववतु**' '**यथेमां वाचम्**',
'**मित्रस्य चक्षुषा**' માં જગ એકતા પ્રમાણો૦— ૧૦
રહેશે ન એકદેશી મમતા, જુદાઇ, સ્વાર્થો,
**आत्मैवा भूद्विजानतः** સૂણજો ઉચ્ચાર કાનો૦— ૧૧

શિશુને ઝુલાવો આર્યો ! વ્રતીને ફૂલાવો ગુરૂઓ, !
વરસાવો તે પરે સૌ, કૃપદૃષ્ટિ, વૃષ્ટિ-દાનો૦— ૧૨
તેઓએ દીક્ષા લીધી, ભિક્ષા રૂડેરી આપો,
દેશે પરીક્ષા આખર ધર્માર્થે વારી જાનો૦— ૧૩

---

## ૭૭ ગુરૂકુળ યન્ત્ર.

( જરા પ્યારીને પંથે પધારો પિયુ. )

રૂડું ગુરૂકુળ આશ્રમ જાણો ખરે,
ગુરૂકુળ આશ્રમ જાણો રે૦—રૂડું૦— ટેક.
નવું એ યન્ત્ર ઋષિ મુનિ તુલ્ય જીવન ઢાળવાનુ,
જગતની બુદ્ધિનો સોદો કૌપીને ધારવાનુ,
અખર્વ કુગર્વનો જે પંથે તેને ટાળવાનું,
સર્વ કંદર્પનો જે દર્પ તેને બાળવાનું૦— ૧
નહિ યૂરોપ, અમ્રિકા, જપાન ને ચીન કરતાં,
બીજાં [1]પ્રાકૃત [2]મશીનોમાં અમે ચડી જઇએ મરતાં,
પરન્તુ આ અમારી [3]ફેક્ટરી સસાર સામે,
ચેતન નમુના બતલાવવામાં પહેલી જામે૦— ૨

---

૧ જડ ૨ યન્ત્રો ૩ કારખાનું.

## ૭૮ બ્રહ્મચારીઓની દીક્ષા.

( કોમળ કાયા કાં કરમાવો. )

વેદ ધર્મની ભક્તિ ખાતર અમે ફકીરી લીધી,
તજી કુટુમ્બી પ્યાર, દેશ, ઘરબાર, જહાંગીરી લીધી;
બ્રહ્મગાન ગુરૂકુળમાં ગાઇએ, જંગલમાં મગળ કરી રહીએ,
વ્રતની દીક્ષા લીધી૦— ટેક.
ત્રણુ તારૂં આ જનોઈ પ્હેરી, **વેદત્રયી** ભણાયે,
**બ્રહ્મ, પિતૃ,** ને **દેવ** ઋણ તજી, અક્ષર **અ, ઉ, મ,** જણાયે;
બ્રહ્મ, પ્રકૃતિ, જીવ જાણીએ, અપરા પરા સુવિધા પઢીએ,
મહા પ્રતિજ્ઞા લીધી૦—વેદ૦ ૧
ભક્તિ-કંથા પહેરી માયા-પાદુકા પગ ચાંપી,

જ્ઞાન-તીર્થનાં પાણી પીએ, વેદ-કમંડળ આપી,
બ્રહ્મચર્યનું તેજ ધારીએ, ઇન્દ્રિયો ઉપર સ્વરાજ્ય કરીએ,
દિવ્ય શક્તિ કર લીધી૦—વેદ૦ ૨
યમનિયમોને સિદ્ધ કરે સિંહ, વાઘ દોસ્ત અમ થાયે,
કોઇ અમારો શત્રુ ન જગમાં, અમથી કો ન દુભાયે,
યોગે પ્રભુથી દિલ ખોલીએ, ભાગ્યને માટે કરગરીએ,
ઊંડી આશા લીધી૦—વેદ૦ ૩
ઋષિ મુનિનાં જીવનસૂત્રો અમથી રોજ શીખાયે,
પૃથ્વીમાં પરમાર્થની આણો દેવા ઉર ઉભરાયે,
શાન્તિ, શાન્તિ સર્વત્ર સ્થાપીએ, ભક્તિ, મુક્તિનો માર્ગ આપીએ,
ગુરૂમન્ત્રણા લીધી૦—વેદ૦ ૪

---

## ૭૯ બ્રહ્મચારીઓની પ્રતિજ્ઞા.

( પૂજનચાંદની. )

પૂરણ પ્યારથી બ્રહ્મચર્યને પાળશું રે,
જેથી થાયે તન, મન, આત્માનો ઉદ્ધાર,
નિજને તારી આખર વિશ્વ આત્રને તારશુ રે૦— ટેક.
બ્રહ્મચર્યનાં તપબળે, દેવથી મૃત્યુ જીતાય,
તેજ વીર્યના તેજથી, રાષ્ટ્ર નૃપ શોભાય;
શૌર્ય, પરાક્રમ, ધર્મ, કર્મ શ્રા, ધી, સૌ વીર્યથી રે,
તેના વિણ આજે આ ભારત છે નિર્માલ,
તેને ડુબતાંને વ્હારે ચડી બ્હારે કાઢશું રે૦— ૧
પ્હેલી 'ધી' લઇ 'શ્રી' પછી છેલ્લે 'હ્રી' પામાય,
પિંગલ ઋષિનો બોધ તે શરૂ સૂત્રમાં થાય;
હનુમત્, જામદગ્નિ, શુક, ભીષ્મજી, શકર, દયાનંદજી રે,
ગાર્ગી, મૈત્રેયી, સુલભા દેવી શી નાર,
એવાં જીવન નૈષ્ઠિક બ્રહ્મચર્યમાં ગાળશું રે૦— ૨
વેદો વેદાંગો તથા, વિદેશી વિદ્યા સર્વ,
ભણવા વ્રત ધાર્યું અમે પૂર્વજનો લઇ ગર્વ;
યમનિયમાદિ સેવી મૈથુન આઠે ત્યાગશું રે,

પ્રાણાયામે કરીને ઇંદ્રિય–દોષો દૂર,
પ્રાચીન બ્રહ્મચારીનાં જીવનો ફરી જગાડશું રે૦— ૩
પરસ્ત્રી મા, ભગિની ગણી, પરધન ધૂળ સમાન,
સુખ, દુઃખ, તડકા, ટાઢને જીતશું માયા મહાન્;
જગના ધર્મ–ક્ષેત્રમાં ઘુમવા વીર બની જશું રે,
ડંકો વગાડવા વેદોનો ચારે દિશ,
જગમાં **ઓ३म्** તણો ઝુંડો ગગને ફરકાવશુ રે૦— ૪
ઘર અમારૂં ગુરૂકુળ હવે, વિદ્યા સાચી માત,
પિતા પૂજ્ય આચાર્ય છે, બ્રહ્મચારી સૌ ભ્રાત;
કોપીન ધારી મસ્તો દિવ્ય દીપ્તિ દીપાવશુ રે,
ધાર્યા ધર્મ–દંડ લઇ જોખમદારી માથ,
સ્નાતક બનીને ધર્માર્થ, કામ, મુક્તિ સાધશું રે૦— ૫

---

૮૦ **ચાર આશ્રમ.**

( ધીમાં ધીમા ચાલો મારા પ્રાણુરે. )

માનો માનો વેદો કેરી વાણુ રે,
ચાર આશ્રમ તમારા આ વિસરાઇ ગયા,
તેથી દુઃખીયા થયા, છો અજાણુ રે૦— ટેક.
બ્રહ્મચર્ય પાયો મૂળ જીવન–ગૃહ આધાર,
પચ્ચીસ, છત્રીસ મધ્ય છે ઉડતાલીસ શ્રેષ્ઠ અપાર;
પછી સ્વેચ્છાથી કન્યાને પરણો તમે,
સોળ ને વીસ ચોવીસ અનુક્રમે;
એ બીજી ભૂમિકા ગૃહસ્થાશ્રમે લ્યો સુલાણુ રે—માનો૦ ૧
વાનપ્રસ્થ આશ્રમ ત્રીજે, સોંપી સુતને સર્વ,
કાર્ય કરો પરમાર્થનાં, વસો જંગલમાં મૂકી ગર્વ:
પછી સન્યસ્ત ભૂમિકા ચોથી અહો,
યોગ સાધી પ્રભુનામ ચિત્તે લહો;
ને છેલ્લે તત્સચ્ચિદાનંદે રમો તો કલ્યાણુ રે૦—માનો૦ ૨

---

## ૮૧ ઋષિઓને હિપ્ હિપ્ હુર્રે.

( મન માયાના કરનારા રે. )

ઋષિ ! બ્રહ્મત્વમાં રમનારા રે તમોને હિપ્ હિપ્ હુર્રે અમારા૦—ટેક.
તમે ફિરસ્તા, સ્વતન્ત્ર ચરતા, જાહિલ ન કો રોકનારા,
બંધન તમને ચેહ, કબરે નહીં ને, વિદ્રોહથી ન ડરનારા રે૦— ૧
ચાહોમ કીધાં કર્તવ્ય-રણમાં સત્ય-બ્યુગલ ફૂંકનારા,
અન્તઃકરણ-ટેક માનુષતા ખાતર એમોતે પણ મરનારા રે૦— ૨
આપની મરણ પથારીમાં સૂતી છેલ્લી અમારી આશા,
વેદો-શ્રુતિ લવી શંકર, દયાનંદ, રામમોહન સૂનારા રે૦— ૩
ગીતાના જ્ઞાની વેદાભિમાની પુનર્જનમ માનનારા,
મરેલી આશાને સજીવન કરવા પાછા પધારોને પ્યારા રે૦— ૪
કૃષ્ણે કથ્યું વ્યાસજીએ લખ્યું 'જ્યારે થાયે વિનષ્ટ ધર્મ સારા,'
'પવિત્રાત્માઓ અવતારો ધરી ટાળે અધર્મ કરીને સુધારા રે૦— ૫
'સાધુ લોકોની રક્ષા કરવા હણવા પાપી બુરા,
'ધર્મની સ્થાપના સંસારે કરવા આવે સત્યાત્મા શૂરા રે૦'— ૬
સન્તોની વિભૂતિ પરોપકારી સત્યનો જય કરનારા,
પાપ, અધર્મની જડ ઉખેડી મંગળ વર્તાવનારા રે૦— ૭
તમારી વિભૂતિ અમમાં આવો લોહી ગરમ હો અમારાં,
જેથી અમે પણ ગૌરવ અહીં લઈ કરીએ ત્યાં ભેટા તમારા રે૦—૮
હશે ત્યાં વાલ્મીક, વ્યાસ, ગૌતમ ને કણાદ, કૃષ્ણ, બુદ્ધ હીરા,
જીસસ, સોક્રેટીસ, ટાલ્સોય, સ્ટેડાદિ સૌને કહેજો જયજયકારા રે ૧૦—૯
આર્યભૂમિ પણ તમને કહે છે 'હેઇલ' આશીર્વાદ સારા,
ૐએ તેની કૂખે જન્મ જો પાછા વિશ્વે વહાવા શાન્તિધારા રે૦—૧૦

---

## ૮૨ રૂઢિ રાક્ષસીને.

( આંખો ખોલી જો જીવ આ દીસે દુનિઆ કાની )

ક્યાંથી આવી તું રૂઢિ રાક્ષસી પરતંત્રતાની ?
કીધી આર્યભૂને રાણીમાંથી આજ રાની૦— ક્યાંથી૦ ટેક.
એ જ્ઞાતિજાતિના કુસંપ-કિલ્લામાં છુપીને,
કુરીતિ—અનીતિ-બંદુક-તોપથી કરી વૃષ્ટિ ધાની૦— ક્યાંથી૦ ૧

તું ધોરી, ખૂની, ઔરંગઝેબ, જુલ્મની આહુપિત્રી,
ક્રૂર સત્તાત્મ રાજ્યની દૂર્તી તું સંસ્થાપયિત્રી૦— ૨
અમ ધન, ધામ, બુદ્ધિ, શૌર્ય, ને સ્વતન્ત્રતાઇ,
લૂંટી લીધાં ઝૂંટી કીધાં અરે ! સૌ ધૂળધાણી૦— ૩
ગળેથી દાબીને ટોરા ચલાવ્યો જુલ્મી કોર્ડો,
મુંગે મોઢે કકળતી આંતડી રહી રોઈ છાની૦— ૪
હજુ તુજ ઘાતકી ડોળો વરસતો લાલ અગ્નિ,
અરે ! બાળે જળાવે કાંક કરશે હિન્દ હાની૦— ૫
કરોડો શ્વાસના શાપો નિકંદન તારૂં કાઢો,
મળે જેથી પૂર્વની ચક્રવર્તી રૈ। કમાણી૦— ૬
હવે આર્યત્વ ને બ્રિટિશ સત્ત્વથી બળી ખાખ થાજે,
ખરૂં ભારત તણું ગૌરવ પછી જગ લેશે જાણી૦— ૭

---

## ૮૩ સ્વતંત્રતા દેવીને.

( આવો મોંઘા મેમાન—ભેરવી.)

આવો મોંઘા મેમાન ! દેવી ! સ્વતત્રતાની જૂને સ્થાન૦—ટેક.
ઘણા કાળથી સચર્યાં તજી સાહેલી હિન્દ,
ઝાંખી લેવા ટળવળે, બતાવો મુખારવિન્દ૦— મોંઘા મેમાન ! ૧
( આપ તો ધર્મનાં બે'ન છો, તેણીનાં સુખદેણુ છો, તો પછી )
દર્શન પામે આપનાં, દુઃખ થશે સહુ દૂર,
સેવા કરશું સ્નેહથી ભેટશું ભાવે ઉર૦— મીઠા મેમાન ! ૨
( મેમાનગીરી આપશું, વ્હાલેથી વધાવશું, હા જુઓ )
પ્રાણો-મારગ વાળશું, છાંટશું પાણી-રૂધિર,
પાથરણાં પિંડો તણાં પુષ્પની વૃષ્ટિ શિર૦— મૂલી મેમાન ! ૩
( આપોને માન પધારી, આપ ઉપર જઇશુ વારી, લ્યો હવે )
બ્રિટિશ છત્ર છે તમ પરે, ગયા જુલ્મ ને કેર,
પાછું વૈદિક તત્ત્વ ને મળ્યું આર્યત્વ સુપેર૦— મોટા મેમાન ! ૪
( કલિનાં બંધન તોડશું, વિશ્વને શાન્તિમાં જોડશું, તો પછી )
ધર્મરાજ્યને સ્થાપજો, સાર્વભૌમ દઈ આણ,
આર્ય બ્રિટન-ભક્તો સદા, લશું સ્વર્ગીય લાણ૦—મોટા મેમાન ! ૫

---

## ૮૪ રૂઢિપિંજરમાં હિન્દુસ્તાન.

( ખાતળીયા પરિશ્રમ ક્યો શાને. )

પિંજરિયું હિન્દુસ્તાન ભૂમિ છે, હિન્દુઓ પક્ષીરૂપ પક્ષીરૂપ છે,
રૂઢિમાં બાપડા, પુરાયા સાંકડા, રાખી મોઢાં ચુપ મોઢાં ચુપ રે,
ચાંચેથી તોડવાં પિંજરાં ફોડવાં, પાંખેથી ઊડવાં,
આ......દુર્ગતિ થાતી અતિ૦-- પિંજરિયું૦ ટેક.

{નાતો–બિલ્લીડોળા માથે ફાટયાને ફાટયા,
ચુંચાં જેવું કર્યું પઝા હોય છે ટાંપ્યા; }

મુશ્કેલીથી ચણુવા ચણુ કેરી તોયે ઉડાયે ન દૂર ભૂખની ધૂપ છે,
દશા આવી નીચી, આંખો રહી વીંચી, કરે જો ચીંચીંચીં,
ઘે પોપો ધણી સોટી ધણી૦ - પિંજરિયુ૦—૧

{ ખાય ગીધ, શકરા છૂટથી દહાડી,
નાખે મોઢાં તોય પિંજરે ફાડી; }

હંસ, શુકો કદી દાદ ઉચ્ચારે પડે બહિષ્કાર–કૂપ ઊંડે કૂપ રે,
કારાગૃહે કાળા, છૂટીના શા આરા, મૃત્યુ કેરા વારા,
આ......છોડે હરિ, દુઃખ હરી૦— પિંજરિયું૦—૨

{ બંધન સંસ્કારે પક્ષી–પાંખ ગઈ ચોટી;
ઉડવા કહે કો ઉલટી શત્રુતા કરે મોટી; }

આવ્યું સ્વાતન્ત્ર્ય કંઇ જોઇ ઉપર બ્રિટિશ કેસરી ભૂપ કેસરી ભૂપ રે,
સળીઆ તૂટતા, ગગને ઊડતા, બિલ્લિબા કૂટતાં,
આ......આવી શક્તિ, મળે મુક્તિ૦— પિંજરિયું૦—૩

---

## ૮૫ ભારત પર આફત.

( મરશીઆ. )

હાય! હાય રે! આફત શી ભારત પર ધાઇ!!
જાળ સ્વારથની જ્યાં ત્યાં છવાઇ રે!૦— હાય!૦ ટેક
સૌ શેરીનાં શ્વાન સમ દોડે, 'મારૂં તારૂં' ભસે એમ હોડે,
ખેંચાખેંચ તાણુતાણુ મોઢામોઢે રે!૦— હાય!૦ ૧
પેટ ભરવાની વાત માત્ર જાણે, પરમારથની વાત નવ આણે,
પોત પોતાનુ આમ તેમ તાણે રે!૦— હાય!૦ ૨

બાર ચૂલા તો તેર થાય ચોકા, ગણે પોતાને શ્રેષ્ઠ નોખ નોખા,
પટે આપ સમા જેમ તેમ ધોકા રે !૦— હાય !૦ ૩
બન્યાં કૂવાનાં દેડકાં આતો, નિજ કુંડાળે 'ડ્રાંઉ' 'ડ્રાંઉ' વાતો,
નથી જોતા સાગર ઘુઘવાટો રે !૦— હાય !૦ ૪
સત્ય વિદ્યાનો સમજે ન કક્કો, માર્યો ફર્જ, ધર્મ, કર્મને ધક્કો,
રમે જેમ જેને ફાવે પંજો છક્કો રે !૦— હાય !૦ ૫
ધર્મ નામે દુકાનો મંડાઇ, જૈની, શૈવી, વૈષ્ણવી ને ગુસાંઇ,
લૂંટાલૂંટી ચોમેરે ફેલાઇ રે !૦— હાય !૦ ૬
લોભી ગુરૂ ને લાલચુ ચેલા, મળી પથો ચલાવે મેલા,
થાય નરકે પછી ઠેલંઠેલા રે !૦— હાય !૦ ૭
થઇ બ્રાહ્મણમાં ચોરાશી જ્ઞાતિ, વૈશ્ય ક્ષત્રિમાં સેંકડો ગણાતી,
કયા ધર્મની રીતિ કહેવાતી રે ? !૦— હાય !૦ ૮
કહે વેદો તો 'सहनाववतु,' વળી કે' છે કે, 'सहनौ भुनक्तु,'
તોય વળતું જાયે ઉંધું ચત્તું રે !૦— હાય !૦ ૯
હવે આવોને હિન્દુઓ ભ્રાતા ! બેટો આત્મભાવેથી સાચા,
એક ઇશ તાતનાં સહુ બચ્ચાં રે, થાય, થાય રે સંપીને
વિશ્વ-સુખદાઈ૦— હાય !૦ ૧૦

---

## ૮૬ દુર્દશાનો ઇતિહાસ.

(આશા ગોડી.)

મહાભારત કેરી લડાઇ, અરે ! થઇ હિન્દ-ગૌ પર ક્રૂર કસાઇ૦—ટેક.
ભીષ્મ, દ્રોણ આદિ ઋષિ વત્સો દુઃખે ગયા કપાઇ,
જયદ્રથ, કર્ણ, અભિમન્યુ સૌ વીરો ગયા મરાઈ૦— અરે૦ ૧
ત્યારથી વેદ-રવિ નભ છૂપ્યો તિમિર-અવિદ્યા છાઈ,
શાસ્ત્ર, કળા, કૌશલ્ય, બુદ્ધિ, બળ, ગયાં સમૂળ હણાઈ૦—અરે૦ ૨
સંસ્કૃત વૈદિક જ્ઞાન વિનાશ્યું સ્વાર્થ લીલા રહી છવાઈ,
ફૂટાફૂટ થઈ સૌ વચ્ચે કુસંપ પાપ તવાઈ૦— અરે૦ ૩

(હરિગીત.)

મમતા મહીં ઝગડા કર્યા પક્ષો ચલાવ્યા જુજવા,
વૃત્તિ હરામી સાધવા પંથો બનાવ્યા નવ નવા,

અસ્પર્શો પ્રથમમાં વામ મારગ ભ્રષ્ટ નરનારી થયાં,
**મીન, માંસ, મૈથુન, મદ્ય, મુદ્રા,** પાંચ આ કુમકાર ત્યાં૦— ૪

( દોહરા. )

તેજ સમયમાં થઈ ગયા, શાક્ત, શૈવ વ્યવહાર,
ગુપ્તેન્દ્રિય–પૂજન કરે હડહડતા વ્યભિચાર;
મહીધર, રાવણુ, ઉવટ થ્યા, વેદ ટીકા કરનાર,
વેદભાષ્યમાં વર્ણુવ્યાં મદ્ય, માંસ વ્યભિચાર.— ૫

( હરિગીત. )

**ગણાનાંત્વા** મન્ત્રનું જે ભાષ્ય મહીધરથી થયુ,
ઘોડા તથા સ્ત્રીનો પરસ્પર ભોગ કરવાનું લખ્યુ;
જાણ્યા નહિ ઋષિકથિત અર્થો મદ્ય, માંસ લખી દીધાં,
**ગોમેધ**માં ગૌ, બળદ મારી યજ્ઞમાં હોમી દીધાં;
**અશ્વમેધ** યજ્ઞોની માંહીં ઘોડા કતલો કરાવી,
**અજયજ્ઞે** બકરાં **નૃયજ્ઞે** નર પર પડી તવાઇ૦— અરે૦ ૬
કરીને અનર્થો વેદના બહુ ગજબ મહીધરથી થયો,
ખડ્ગો પશુ પર ચલાવીને દયાહીણો તે થયો;
તે પાપના છાંટા હજુ આજેય અહીં ઊડી રહ્યા,
ચામુંડી, કાળી, આદિ અસુરી પાસ પશુવધ થઇ રહ્યા;
વિજયા દશમીના દિવસોમાં પાડા કતલ કરાવી,
મુંગાં પ્રાણીની આંતરડી બલિદાને કકળાવી૦— અરે૦ ૭

( દોહરા. )

વામમાર્ગ છાયો ઘણો ભારતમાં ઘમઘોર,
હિંસા ને વ્યભિચારનો ચાલ્યો શોર બકોર.
એવી દશામાં અવતર્યા મુનિ મહાત્મા બુદ્ધ,
દીધો બોધ સુનીતિ ને ધર્મ અહિંસા શુદ્ધ.

( હરિગીત. )

ચાલ્યો બહુ ઝગડો બે પક્ષે સાચી વાત જીતાઇ,
મુનિ ગૌતમના શાન્ત બોધથી વામી ગયા સૌ હારી૦—અરે૦ ૮
એ વામી મહીધર–ભાષ્યને મુનિ બુદ્ધ પાસે લાવીઆ,
કહ્યું ' મદ્ય માંસની છૂટ વેદે વેદ–ગ્રન્થ ઈશે રચ્યા, '

સુણી શબ્દ વામીના વદે બુધ 'પાપી વેદ ન માનું હું,
'જે પાપની આજ્ઞા દીએ તે ઈશનેય ન માનું હું.'
સારગર્ભિતા બુધના શબ્દો લોક ન સમજ્યા કાંઇ,
મનાઈ બુધની વેદ તથા ઇશ્વરમાં નાસ્તિકતાઇ૦— અરે૦ ૯

( દોહરો )

બૌધ પંથ ઉભો થયો, નાસ્તિક થ્યા સૌ લોક;
લગભગ સૌ સંસારમાં, નાસ્તિકતાનો ઓઘ.
એમાંથી ફૂટયો નવો, ફાંટો તો ચારવાક;
'ખાઓ પીઓ લ્હેરે સુઓ', કંઈ તેની થઈ શાખ.

( હરિગીત. )

શંકર સ્વામી ત્યાં પછી આવ્યા જોઇ નાસ્તિકતાઇ,
પ્રભુ વિના આ જડ સૃષ્ટિ તે કેમ ગઈ સુરચાઇ ? !
બૌદ્ધો બોલ્યા શંકરને, કે 'આપો ઇશ બતાવી,'
(ત્યારે) '**सर्वं खलु इदं ब्रह्म**' જ '**तत्त्वमसि**' શ્રુતિ ચલાવી,
કાઢયો માયાવાદ નવો આ જીવને શિવ બનાવી,
યુક્તિ પ્રમાણે શંકરશ્રીએ બૌદ્ધો દીધા હરાવી૦— અરે૦ ૧૦

( હરિગીત. )

જીવ બ્રહ્મ કેરી એકતા શંકર બતાવીને ગયા,
તેના બધા શિષ્યે મળી અદ્વૈત મત ફેલાવીઆ,
એ નવીન વેદાન્તી બન્યા કંઇ ચરનદાસી બહુવિધે,
ઉદાસી પાન પદાસી સૌ તે અવિશ્વાસી પ્રભુ વિષે,
ચલવી '**अहं ब्रह्मास्मि शिवोऽहम्**' કહી નવી નાસ્તિકતાઈ,
જૂઠો આ સંસાર બતાવ્યો વેદ–કર્મ નહિ કાંઈ૦— અરે૦ ૧૧

( દોહરો. )

મત ચાલ્યા ત્યાં સેંકડો ઝંદાવસ્થ ઝબૂર,
કોઇ કહે ઇંજીલ છે ખરૂં ખુદાનું નૂર.
ઇસુમસીહ બન્યો સ્વયં ખુદ ખુદાનો પુત્ર,
કહ્યું 'હુંમાં શ્રદ્ધા ધરો તો પામો પ્રભુ તુર્ત'.
છેલ્લે પાછળ એક થ્યો ધર્મ ઝનૂની કલામ,
કાફર વિરૂદ્ધ કુરાનનો 'દીન મહઝબ ઇસ્લામ'૦— અરે૦ ૧૨

( હરિગીત. )

આવી રીતે પક્ષો હજારો જ્યાં જુવો ત્યાં ના મણા,
ગુસાંઈ, વલ્લભી, કબીર, નાનક, દાદુ, રામાનુજ ઘણા,
વિદ્યા ગઇ સંસ્કૃત વૈદિક ધર્મકર્મ ભૂલી ગયા,
કંકાસ, ક્લેશ, કુસંપ, આળસ, સ્વાર્થ હિન્દુમાં રહ્યા૦— ૧૩

( ગજલ. )

થયો ભારતમાં હાહાકાર, ભૂલાયાં વેદ-નામય ચાર,
બન્યા ખ્રિસ્તી ઇસાઈ અપાર, દઇને વેદ ઉપર ગાળ.
થઈ પ્રભુ-મ્હેર ત્યાં નિરધાર, મહર્ષિ-જન્મ કાઠિઆવાડ,
મોરબી શહેરની મોઝાર, નામે મૂળશંકર સાર૦— ૧૪

( હરિગીત. )

પ્રથમે તજ્યાં ઘરબાર, નૈષ્ઠિક બ્રહ્મચર્યા પાળીને;
સત્સાંગ વેદોને ભણ્યા, અત્યત તપઃ ઉઠાવીને.
કઈ યોગીઓથી યોગ શીખ્યા, ગુફા-કદર આવીને;
ગુરૂ-દક્ષિણામાં કર્યું 'પણ' 'મરૂં હિન્દ દુ ખ હઠાવીને'૦ ૧૫
ઝુંડો ઉઠાવ્યો ધર્મનો, સદ્બ્રહ્મનો આશ્રય લઇ;
મતવાદીઓને નીચે પાડયા, વેદ-તર્કપ્રમાણ દઇ
જડતા અધર્મમયી ઉખાડી, કોઈ સમ્મુખ ના ચડયા;
પોપો તણાં પાખંડ તોડયાં, શાસ્ત્રશસ્ત્ર લઇ લડયા.
નામ દયાનંદ સ્વામી તેનું ભારતનો સુખદાઈ,
વેદધર્મનો ડંકો માર્યો ધન્ય ! ધન્ય ! ઋષિરાઇ૦— અરે૦ ૧૬

---

## ૮૭ હિન્દુઓના હિતની વાત.

( ડરમા તું દિલ સાથ. )

સુણજો આ હિત-વાત હિન્દુઓ ! સુણજો આ હિત-વાત,
તમે ખાઈ રહ્યા રૂઢિ—લાત૦— હિન્દુઓ !૦ ટેક.
તમે અધર્મી, થયા અકર્મી,
વેદવિદ્યાને દિલથી ભૂલાવી, સંસ્કૃત વાણી મરેલી કહાવી;
બ્રહ્મચર્યની શક્તિ ગુમાવી, હનુમત્ ભીષ્માદિને એબ લગાવો;
તમ ગણના પશુઓ સાથ૦— હિન્દુઓ !૦ ૧

તમે કુસંપી, થયા અઝંપી,
નાત, જાતો, તડ પાડી થ્યા ક્લેશી, મતમતાંતરમાં બન્યા દ્વેષી;
મિથ્યાભિમાનથી કીધી જુદાઈ, બાપથી સુત ને ભાઈથી ભાઈ;
ભૂલ્યા રામભરતની ગાથ૦— હિન્દુઓ !૦ ૨
એકવીસ કોટિ, સંખ્યા ખોટી,
બ્રાહ્મણ–ભિક્ષુક પેટ પૂજારી, ક્ષત્રિયો વ્યસનીને વ્યભિચારી;
વૈશ્ય દાસો કરે અન્ય દલાલી, ધિક્કાર્યા શૂદ્રો તે વટલ્યા ઇસાઇ;
હવે રહ્યા છો ઘસતા હાથ૦— હિન્દુઓ !૦ ૩
તમે નિહાળો, આપ સંભાળો,
બાપદાદાનાં નામને તારો, પ્રાચીન ગૌરવ દિલમાં ધારો;
જુઓ તમે કોણ કોનાં સંતાનો, ઋષિમુનિ ચરિતો પૃથ્વીમાં આણો;
તમે કરો આર્યત્વ–પ્રભાત૦— હિન્દુઓ !૦ ૪
પ્રભુ કૃપાએ બ્રિટિશ સત્તા છે,
મહારાણીથી મળી સ્વતંત્રતા છે, આવા સુન્યાયી ધર્મના રાજ્યે;
પહોંચો પાશ્ચાત્ય તણી પૂર્ણતાએ, કળા, કૌશલ્ય, વિદ્યા, વીરતાએ;
અધ્યાત્મજ્ઞાન સંગાથ૦— . હિન્દુઓ !૦ ૫

---

## ૮૮ નિદ્રા ત્યાગવા.

( નેણમાં નિદ્રા નાવે જરી )

નેણથી નિદ્રા ત્યાગો હવે,
માતા હિન્દ તણા સુકુમાર રે૦—નેણથી૦ ટેક.
ગાળો ઉતારો શિરથી હિન્દુપણાની ભાઈ!
આર્યો બની હોશિઆર રે૦— નેણથી૦— ૧
બ્રાહ્મણો ઊઠીને તમે થયા છો ભિખારી ભદ્રા,
મૂર્ખત્વ દાસત્વનો સ્વીકાર રે૦— નેણથી૦— ૨
વેદનું તત્ત્વ ભાળો વૈદિક કર્મ ધારો,
શાને ઝાલી પાખંડી જાળ રે?૦— નેણથી૦— ૩
પેટ તો કાગડા ને કુતરાં ભરે છે ભાઇ!
જીવે કીડા નરકના અપાર રે!૦— નેણથી૦— ૪
જીવનઉદ્દેશ સાચો ધર્મ, ફર્જ નિષ્ઠા માંહી,
નહિ તો જીવિતને ધિક્કાર રે!૦— નેણથી૦— ૫.

સંભાળો બાપદાદા ઋષિમુનિ આપણા જે,
આપણે તો પાકયા કુલાંગાર રે૦— નેણુથી૦– ૬
મારૂં ને તારૂં છોડો શ્વાનની રીત એતો,
દીપાવો નામને સંસાર રે૦— નેણુથી૦– ૭
ક્ષત્રિયો ઊઠીને તમે થયા છો નિર્બલ ભાઇ '
ફસ્યા છો વ્યસને વ્યભિચાર રે૦— નેણુથી૦– ૮
સિંહ ને વાઘના તો ભય લાગે છે ભારી,
શિકારી સાચા ચકલાં માર રે૦— નેણુથી૦— ૯
યજ્ઞો થતા'તા કેવા અશ્વમેધ આદિ મોટા '
ચલવી ઘી દૂધ કેરી ધાર રે૦— નેણુથી૦– ૧૦
યાદ કરો મોટેરા જે સાર્વભૌમ સત્તાવાળા,
યુધિષ્ઠિર રામાદિ અપાર રે૦— નેણુથી૦– ૧૧
ખાન ને પાન વસ્ત્રે બનો છો રૂપાળા ઠાલા,
વિના ફર્જ કીર્તિ ડામ ભાલ રે૦— નેણુથી૦– ૧૨
નામનાં પૂતળાં છો ચૈતન્ય-વીર્યહીણાં,
ભારતને માથે વૃથા ભાર રે૦— નેણુથી૦– ૧૩
આળસુ બન્યા છો વૈશ્યો! ધર્મકર્મ સર્વ ભૂલી,
લીધી અંધપરંપરાની ચાલ રે૦— નેણુથી૦– ૧૪
ખેતી વેપાર ચૂકી દાસો દલાલો છો,
પોપટવિદ્યાના પઢનાર રે૦— નેણુથી૦– ૧૫
લક્ષ્મી, બુદ્ધિ ગુમાવો અવળા કુમાર્ગ માંહી,
સટ્ટા, જુગટાં, દુરાચાર રે૦— નેણુથી૦ ૧૬
કો'છો 'ગોપાલની જય! જય!, જય! ગોપાલ' મુખે,
પણ છો સાચા ઘોડાપાળ રે૦— નેણુથી૦– ૧૭
મરતાં અનાથ ભૂખે ગાયો કપાય દુઃખે,
તેની ન તમને દરકાર રે૦— નેણુથી૦– ૧૮
હોજો ફિટકાર એવાં તન, મન, ધન, જીવનોને,
જેથી ન થાય પરઉપકાર રે૦— નેણુથી૦– ૧૯
બુદ્ધિના બારદાનો સર્વે બન્યા છો ભાઇ!
જુઓ ન નેત્રથી સવાર રે૦— નેણુથી૦– ૨૦
ગાડરીઆ વ્હેન માંહી જાઓ તણાતા ભાઈ!
પકડી હોરાભાઇની નાડ રે૦— નેણુથી૦– ૨૧

વેદોનું જ્ઞાન પામો એકતા દેશે લાવો,
થાઓ કર્તવ્યમાં તૈયાર રે૦— નેણુથી૦— ૨૨
ધારીને સંપ સાજો ધીર ને વીર થાજો,
જોશો પછી જય જયકાર રે!— નેણુથી૦— ૨૩

---

## ૮૯ કોઈ અમથી શીખજો.

કલિના આચાર્ય અમથી સત્ય રસ્તો શીખજો,
ઉલ્લુના સરદાર અમથી સૂર્ય તેજી દેખજો૦— કલિના. ટેક.
કલિને એ ગલી રસ્તે ઉલ્લુના એ તેજમાં,
છતી આંખે અંધ થાવું કોઈ અમથી શીખજો૦— ૧
ટકા ધર્મ, ટકા કર્મ, ટકા તો પદ પર્મ છે,
એ સનાતન ટકા નીતિ કોઇ અમથી શીખજો૦— ૨
વેદ નામ ન જાણીએ કો અન્યને ન જણાવીએ,
છાબડે રવિ ઢાંકવાનું કોઈ અમથી શીખજો૦— ૩
એળ વિષ્ટાની ભ્રમરની પુષ્પ વાડી ના ચહે,
આર્યથી હિન્દુ કહાતું કોઇ અમથી શીખજો૦— ૪
જ્ઞાનમાં ભેંસોના ભાઇ આંકેલ વિષયી આખલા,
ગધાચાર્ય ગોસ્વામી થાવું કોઇ અમથી શીખજો૦— ૫
ખૂંદ ભ્રમિત કપોલ કલ્પિત બ્રહ્મસંબંધ આપીએ,
તન, મનઃ, ધન, સ્ત્રીઓ અર્પણુ કોઈ અમથી શીખજો૦— ૬
આરતિ, ભેટ, મીઆના, મસાલો ધોળે દીએ,
ત્યાગી શંકરસ્વામી, કાં'વું કોઇ અમથી શીખજો૦— ૭
વેદ, સન્ધ્યા, યજ્ઞયાગો કરે તેને નિન્દિએ,
ભીખ માગણુ–વિપ્ર બનવું કોઈ અમથી શીખજો૦— ૮
પાણીને તીર્થો મનાવી હાડકે મૃત તારીએ,
ટકે મુક્તિ શેર વેચવી કોઈ અમથી શીખજો૦— ૯
ખાનપાને વટલીએ વ્યભિચાર છો વેશ્યાથી હો,
વર્ણ ગોળે કે રસોડે કોઇ અમથી શીખજો૦— ૧૦
આશ્રમોના શ્રમે શરમ શિશુ ઉમરથી પરણીએ,
મરણુ સુધી વ્યભિચાર આશ્રમ કોઇ અમથી શીખજો૦—૧૧
જૂઠ, પરસ્ત્રી, દગો, રૂશ્વત ખેલતાં તાણી ટીલાં,
રામના બગ–ભગત કાં'વું કોઈ અમથી શીખજો૦— ૧૨

કૃષ્ણ યોગેશ્વર પ્રતિ ચોરી, લબાડી, યારીના,
દોષ દઈ પૂર્વજ લજવવા કોઇ અમથી શીખજો૦-- ૧૩
વિશ્વમાં સત્કીર્તિ જેની આજ પણ ફેલી રહી,
તેમનાં નામો ડુબવવાં કોઇ અમથી શીખજો૦-- ૧૪
ફોંટાડયુ પ્રાચીન ગૌરવ ફુલી જગમાં થઇ ચૂક્યા,
અન્ય લોકોમાં હસાવું કોઇ અમથી શીખજો૦-- ૧૫
વિભુ નિરાકાર, ચેતન, બ્રહ્મવિદ્ સૌ નાસ્તિકો,
થવું આસ્તિક માત્ર પથરે કોઈ અમથી શીખજો૦-- ૧૬
અભડાવું હિન્દુ-શૂદ્રથી, ક્રિશ્ચ્યન થયે સમ્માનીએ,
મારવા પગ પર કુહાડા કોઈ અમથી શીખજો૦-- ૧૭
પીએ દૂધ ન ચત્તા ચત્તા પણ ઉંધા રહીને પૌંસાબ,
વાર્યુ નહિ પણ હાર્યું કરવું કોઇ અમથી શીખજો૦-- ૧૮
બાળરડા, પાપલગ્નો ભ્રૂણહત્યા છો કરે,
પણ પુનર્લગ્ને તો ચીડાવું કોઇ અમથી શીખજો૦-- ૧૯
દેશ, ગૌરવ, કોમ, દોલત, જ્ઞાન જેથી નષ્ટ થ્યાં,
તે સનાતન ધર્મ સાચો કોઇ અમથી શીખજો૦-- ૨૦

---

## ૯૦ ટકે મુક્તિ શેર છે.

આંખના ઓ આંધળા ! ને ગાંઠના પૂરા ખરે.
આવજો સોદાગરો ! અહીં ટકે મુક્તિ શેર છે૦-- ટેક
સ્વર્ગનો ઠેકો ખૂદાથી અમે લીધો છીનવી.
દલાલો અમ કને તેત્રીસ કોડ મૂર્ખા દેવ છે૦-- ૧
શ્રુતિનો નિરાકાર ઈશ્વર બૉયકોટ અમે કર્યો,
એમ કીધે અમારી ગરમા ગરમ બાજાર છે૦-- ૨
વેદવેદાંગોની હુંડી ખત ખીતાબત વ્યર્થ છે,
પુરાણોને ગપ્પ ગોળે ખૂબ લીલાલ્હેર છે૦-- ૩
પ્રાગ, કાશી, ગયા, હરની મોડી, દામોદર તીરથ,
સ્નાનથી ધોવાય પાપો ટકે મુક્તિ શેર છે૦-- ૪
મૂર્ખ અણુપઢ કોળી, વાઘરી તુલ્ય વિપ્રો નામના,
તે સુણાવે 'ભયો' મુખ તો ટકે મુક્તિ શેર છે૦-- ૫

ટીલાં છાપાં રંગબેરંગી ને માળા, કંઠીઓ,
ટ્રેડ માર્ક દુકાનના કંઇ ટકે મુક્તિ શેર છે૦— ૬
મોચી, નાઇ, કુંભારનો ઉચ્છિષ્ટ યવનોથીય બેજ,
જગન્નાથનો ભાત ખાધે ટકે મુક્તિ શેર છે૦-- ૭
બાળની કહાણી સમી ભટની કથાઓ સાંભળે,
એકાદશી ઉપવાસ કરવે ટકે મુક્તિ શેર છે૦-- ૮
આર્ય કે' 'નિરાકાર ચેતન બ્રહ્મ' તેને ભાંડીએ,
ધાતુ, પથરા પ્રભુ છે અહીં ટકે મુક્તિ શેર છે૦— ૯
ટકાધર્મી ગાદીધારી, દંભી ગુરૂઓ બ્રહ્મ છે,
તેમનાં દર્શન, ચરણ—સ્પર્શનથી મુક્તિ શેર છે૦— ૧૦
મદ્ય, માંસ, ને મીન, મુદ્રા, વળી આખર મૈથુને,
પાંચ રૂડા મકારો ત્યાં ટકે મુક્તિ શેર છે૦-- ૧૧
તપ, સમાધિ, જ્ઞાન, સતયુગનાં કઠણ સૌ પાંપળાં,
અમારા ગુરૂ કલિયુગે તો ટકે મુક્તિ શેર છે૦— ૧૨
અમ કને સોદે ચડો કે બુદ્ધિ વેચી નાખજો,
પછી જો જો અંધ થઇ કે ટકે મુક્તિ શેર છે૦— ૧૩

---

૮૧ હો મુબારક આપને.

જ્ઞાતિના ખાબોચ કીચડમાં ખૂચેલાં દેડકાં'
આપનાં બદબો ભર્યાં સ્થળ હો મુબારક આપને૦—ટેક.
માનસરનો હંસલા પાપે અમે તમઃસહ રહ્યા,
હવે છૂટયા નરકથી પણ હો મુબારક આપને૦— ૧
સરસ સ્વર્ગ—તટે મધુરાં મુક્તિ—ગાનો ગાઇશું,
આપનાં 'ડ્રાંઉં ડ્રાંઉં' 'ડું ડું' હો મુબારક આપને૦— ૨
અમે શાણી હંસણી—ગૃહિણી ગ્રહી ગૃહ માંડશું,
શંખણી કુડી દેડકડીઓ હો મુબારક આપને૦-- ૩
નથી નફરત તમથી અમને પણ કુબંધન બહુથી,
નરકને પણ સ્વર્ગ ગણવું હો મુબારક આપને૦— ૪
દુકાળે દુકાળીઆ થ્યા તોય બહાર ચરો નહિ,
જાય તેને નીચ કથવા હો મુબારક આપને૦— ૫
હરામીથી ભરો ઉદરો સાહુકારને નિન્દતા,
ચોરથી કોટવાળ દંડવો હો મુબારક આપને૦-- ૬

ભ્રષ્ટ કીચડ તજવવા દુષ્કર્મ પાપથી તારવા,
ચહે તેને શત્રુ વદવાડ હો મુબારક આપને૦— ૭
સિન્ધુધુધવાટો સુણ્યાના ફોક ટૅટૅ શું કરો !
પેટ ફાડીને ફુલાવું હો મુબારક આપને૦— ૮
આમ નહિ માનો પ્રચડ પ્રવાહ જળનો આવશે,
જશે તાણી સાગરે પછી તો મુબારક આપને૦— ૯

---

૯૨ ન્યાત બહારા કાઢશું.

અમારી ધુડની મળે છે ન્યાત રાતે બાધ શુ '
સૂર્યના જોનાર તેને ન્યાત બ્હારા કાઢશું૦— ટેક.
બાપદાદે પેઢી દરપેઢી ન માન્યો સૂર્યને,
માનનારા આજ તેને ન્યાત બ્હારા કાઢશુ૦— ૧
છીપાં ને વડવાંગડાં છે એક ધર્મી આપણાં,
હંસ, સારસ, સાથીઓને ન્યાત બ્હારા કાઢશુ૦— ૨
અમ ધુડી છો હરતી ફરતી વાંગડી, છછુંદર, ઘુંસે,
હસી કોયલમાં ગઇ તો ન્યાત બ્હારી કાઢશું૦— ૩
બાપદાદાનાં રહ્યાં નામો રૂડાં કુડ ધુડપણે,
તે ટળી થશે હસ તેને ન્યાત બ્હારા કાઢશુ૦— ૪
અંધકાર ભર્યા ઠરાવો ઠોકીનેજ ઠરાવશું,
ઉજાળે ઉડનાર તેને ન્યાત બ્હારા કાઢશુ૦— ૫
કૃષ્ણકામા, જૂઠ, ચોરી, યારી, આપણ ધર્મ છે,
એ ન પાળે રીત તેને ન્યાત બ્હારા કાઢશું૦— ૬
ગમે તેનું ખાઇ ખૂંદી લૂંટી ઝુંટી મ્હાલશું,
નીચ કહી કો ટોંકશે તો ન્યાત બ્હારા કાઢશુ૦— ૭
દરગુજર કરશું ગુન્હાઓ વિષય ને વ્યભિચારના,
પણ પીધું પાણી બીજાનું ( તો) ન્યાત બ્હારા કાઢશુ૦— ૮
અમારી વહુ દીકરીઓને બગાડે છો ધુડગુરૂ,
ચલાવી જો જીભ સામે ન્યાત બ્હારા કાઢશુ૦— ૯
રાંડ રાખે ગમે તેથી ગર્ભ—હત્યા ક્ષામશું,
પણ સુધારકને સપાટે ન્યાત બ્હારા કાઢશું૦— ૧૦
'ધુધુ' ધુરકી ગાળ ગર્જીચે ઉલ્લુ નામ ઓપાવશું,
સભ્યતાના શોખીનોને ન્યાત બ્હારા કાઢશું૦— ૧૧

ચાંચ પટકી અમારો કક્કો ખરોજ મનાવશુ,
જરા ચુંચાં કરે તેને ન્યાત બ્હારા કાઢશું૦— ૧૨
પેટુ બાવા પૂજારી, પાખંડના સેવક અમે,
સદાચારી ધર્મનિષ્ઠને ન્યાત બ્હારા કાઢશું૦— ૧૩
રાતના રાજા નિશાચરના અમે ભાઇઓ પિશાચ,
*દેવશંકર થશે તેનું સત્યાનાશજ કાઢશું૦— ૧૪

---

૯૩ **ન્યાતોની ભવાઇ.**

( ગજલ )

અમારી જ્ઞાતિની ભૂંડી ભવાઇઓ ભાઇઓ ! સાંભળજો,
સડયાં ખાબોચીઆં કેરી બુરી દુર્ગન્ધ જાળવજો૦— ટેક
યદિ ત્યાં ફેંકશે પથરા બગડશે કીચડે કપડાં,
સડેલી બાસના ખતરા કુચેપી રોગથી બચજો૦— ૧
ઇજારદારો અવિદ્યાના પટેલો જ્ઞાતિના મોટા,
ન તેનાં પાઘડાંઓના ગુંચેલા પેચમાં મ્હોજો૦— ૨
યથા એ પોલ પાઘડીની શિરોધાર્યજ કરાયે છે,
પટેલો પોલધારી તેમ જ્ઞાતિમાં તમે જોજો૦— ૩
ગણી છે અવનતિમાં ઉન્નતિ એ વિદ્યાઅરિઓએ,
કીડાઓ ઝેરના તેને ન ખપ વરસાદ અમૃતનો૦— ૪
પીવું છે બાપદાદાના કૂવાનું ખારૂં એ પાણી,
મીઠા મેરામણો ! એ ક્ષાર જળનાં માછલાંને તો૦— ૫
તમારી રામદુવાઇ સો અમારૂં એક ઉં ઉં છે,
ક્ષુદ્રો સામે ઉજાળાંની ન લેશય વાત ઉચ્ચરજો૦— ૬
તરાવો જેમનામાં હો જરા પણ શક્તિ તરવાની,
અમે પ્હાણાઓ નહિ તરીએ ન મહેનત ફોકમાં કરજો૦ ૭
સુધારો †નિમળાથી પાણી ડો'ળું ધૂળ ગાળીને,
પરંતુ કીચને ધોવા ન માથાં ફોડીને મરજો૦— ૮
અમે પથરા પૂજી પૂજી પત્થરવત્ જડ થઇ બેઠા,
અમોને મનવતાં ચેતન ! તમે રે જડ બની જાશો૦— ૯

---

* દેવ અને શંકર એટલે વિદ્વાન્ અને અન્યનું કલ્યાણ કરનાર.

† એ એક ફળ છે; તેથી પાણી શુદ્ધ થાય છે

દ્વિજત્વ ન જાય છોડે નિત્યકર્મો પંચયજ્ઞાદિ,
પરંતુ વેદવિત્ પણ ના નમે જડને ( તો ) પતિત ગણો૦— ૧૦
ગુરૂ અમ દેવ વ્યભિચારી ન વ્યભિચારે વરણ વટલે,
પરંતુ શુદ્ધ દ્વિજનાં ખાનપાને ન્યાત બ્હાર થજો૦— ૧૧
ન આશ્રમ બ્રહ્મચર્યાદિ ન વેદાદિ પઠનપાઠન,
ભિખારી મૂર્ખ ભટ્ટોને અમોને બ્રાહ્મણો કથજો૦— ૧૨
ન સાંધે ઘર ધણીનું છો ભગતડી થઇ ભલે ભાંડે,
ગુરૂ–દર્શન, જૂઠણ, સ્પર્શે, દીકરીઓ, વહુ પવિત્ર કરે૦—૧૩
જરા પ્રાયશ્ચિતે વિધવા શિશુ–હત્યાદિ દોષ તજે,
અતઃ વિષયી નિયોગોને ગુપ્ત લગ્નો સદા સમજો૦— ૧૪
તજે એવી પતિત, દુષ્ટા, પાપણી નાત જો શંકર,
જશે નરકે કે સ્વર્ગે એ ચુકાદો સજ્જનો ! દેજો૦— ૧૫

---

## ૯૪ અમારી એ ગુન્હેગારી.

( ગજલ. )

અમારી ડાહી જ્ઞાતિએ કીધા અમને ન્યાત બહારા,
સબબ સુધરી થયા આર્યો અમારી એ ગુન્હેગારી. ટેક
પીતા'તા બાપદાદાના કૂવાનું ખારૂં એ પાણી,
પીધું મીઠું બીજાનું જઈ અમારી એ ગુન્હેગારી૦— ૧
કહે કે 'બાપદાદાનો તમે દીધો ધર્મ છોડી'
અમે ઝાલ્યો સનાતન વેદ અમારી એ ગુન્હેગારી૦— ૨
કણાદ, કપિલ, ગૌતમ, વ્યાસ, પતંજલિ, જૈમિનિ, ઋષિરાજ
ગ્રહ્યા એ આપ્તના મતમાર્ગ અમારી એ ગુન્હેગારી૦— ૩
કહે 'માગો હરામી ભીખ, કૂપમંડૂક, ઘુડવત્ રૂહો'
અમોને એ નહિ મંજુર અમારી એ ગુન્હેગારી૦— ૪
કાળા અક્ષર કુટી માર્યા ભિખારી ભેસના ભાઇ,
ટળી થોડું ભણ્યા જાણ્યા અમારી એ ગુન્હેગારી૦— ૫
અબ્રાહ્મણ થઇ ભીખ્યા પૈસા, નીચ વર્ણોથી કરગરીને,
તજ્યો પાખંડી એ ધંધો અમારી એ ગુન્હેગારી૦— ૬
ન કરતા પંચયજ્ઞાદિ ન વેદાદિ પઠનપાઠન,
હવે શાસ્ત્રી, કર્મકાંડી અમારી એ ગુન્હેગારી૦— ૭

બીજી સૌ જ્ઞાતિજાતિને અમે અમથી નીંચી કથતા,
ગણીએ આત્મવત્ હાવે અમારી એ ગુન્હેગારી૦— ૮
ન પૂછ્યું કોઇએ જ્યારે હતા કામી, જૂઠા, જારી,
ઉદ્ધારી જિંદગી હાવે અમારી એ ગુન્હેગારી૦— ૯
ગમે તે કોમની સ્ત્રીના પી ઓષ્ટ હતા વ્યભિચારી,
ફીકર નહિ; પણ જમ્યા દ્વિજઅન્ન અમારી એ ગુન્હેગારી૦—૧૦
જીવનપ્રગતિ તણા દુશ્મન, દ્રોહી, જાહીલ, મૂર્ખોનો,
અમેય તજ્યો સંબંધ બધો અમારી એ ગુન્હેગારી૦— ૧૧
ખરોને સાકરો કડવી ધુડોને આકરોજ રવિ,
થયા પાડાઓ પાસ કવિ અમારી એ ગુન્હેગારી૦— ૧૨

---

## ૮૫ ધર્મ ઢોલ વાગતે ધોવાય છે.

( મોહી રહો છું મંદહાસ્યમાં )

ધર્મ ઢોલ વાગતે ધોવાય છે અરરર! હાય!૦— ધર્મ૦ ટેક.
મુખ વદે વાણુ વેદ ધર્મ છે અમારો, જાણે નહિ પૂરાં વેદનાંય નામો,
શબ્દ માત્ર ધર્મ ઉચ્ચરાયછે૦— અરરર!૦ ૧
બ્રાહ્મણો કહે અમે સર્વ થકી ઊંચા, કર્મ કાંડ વર્તનમાં શૂદ્રથીય નીચા,
ષટસુકર્મ અધ્યયન તજાય છે૦— અરરર!૦ ૨
બ્રહ્મચર્ય આદિ ચાર આશ્રમો તજાયા, ઢીંગલા ને ઢીંગલીનાં લગ્ન તો મંડાયા,
વ્યભિચાર આશ્રમ સદાય છે૦— અરરર!૦ ૩
સોમ-પાન બદલ ચાંહ કૉફીને પીવાયે,અથવા પરનારી તણાં ઓષ્ટપાન થાયે,
મસ્ત થવા ભાંગને ઘૂંટાય છે૦— અરરર!૦ ૪
હોમહવન બદલ હુક્કા બીડીના ધૂમાડા,ખાર, દ્વેષ,ઇર્ષ્યાના આંખમાં અંગારા,
ભટ્ટ બની ચૂલાઓ ફૂંકાય છે૦— અરરર!૦ ૫
ગાયત્રીમન્ત્ર તજી વદે ભીખમન્ત્રો હાથ જોડ પસલામાં કહી ગપોડી તન્ત્રો,
દોકડામાં દીકરા અપાય છે૦— અરરર!૦ ૬
કરગરતા એક પાઇ સારૂ શૂદ્ર પાસે, કોઇના નખોદીઆ હરામી માલ-આશે,
ઋષિબ્રહ્મતેજને ખોવાય છે૦— અરરર!૦ ૭
એક ટંક ધાન ખાજ શ્વાન સમા દોડે, જુવાનોના હાડાને ખાય ગળે મ્હોડે,
પેટ કાજ શુદ્ધતા ભૂલાય છે૦— અરરર!૦ ૮

નાવા પીવામાંજ ધર્મને વિખણ્યો, નીતિ, પવિત્રતા કે સત્યને ન જાણ્યો,
આત્માનાં શ્રેયને ચૂકાય છે૦— અરર !૦ ૯
વૈદિક ધર્મકર્મ મર્મનેજ માનો, બ્રાહ્મણો જુઓ તમે સૌ ઋષિ સંતાનો !
અધર્મથી હરિ-કોપ થાય છે૦— અરર!૦ ૧૦

——×——

## ૯૬ બ્રાહ્મણ બત્રીસી.

બ્રાહ્મણ કદી સૃષ્ટિનાયક હતા જ્યાં, નિર્મળ ધરમના રક્ષક હતા જ્યાં,
મહાયોગી, તેજસ્વી, વિદ્વાન્ હતા જ્યાં, વડા તત્ત્વજ્ઞાની, બુદ્ધિમાન્ હતા જ્યાં
હતા વેદવેદાંગે પૂરા માહીતગાર, બ્રહ્મજ્ઞાન-રાજ્ય તણા એ પર આધાર૦—૧
ગવર્નર હતા આત્મ–ચિંતાપુરીના, હતા નેતા તે સર્વ ઇનસાન ધુરીના,
ગુરૂ વિશ્વના પારમાર્થિક પ્રચારે, હતા દોરનારા દુ:સાગર પારે,
હતાં કાર્યે જેનાં પઠનપાઠનો બહુ, હતા જેમના વિદ્યાભંડાર ભર્યા બહુ૦— ૨
બધી કોમમાં માન જેનાં હતાં બહુ, બધા દેશમાં જેના સિક્કા જમા બહુ,
બધી કોમમાં જે કો ના'ના વડા'તા, સદા સમ્મુખે હાથ જોડી ખડા'તા,
ન તે રાખતા જર,જમીનો, ખજાના,(તોપણ) મહારાજ ઇલ્કાબ લેતા મજાના૦—૩
દિશા ચાર પર બહુ અસર થાતી તેની, બધા શખ્સ કરતા તાબેદારી તેની
ખુલ્લો દર હતો તેની વિદ્યાનો સઘળે, નિર્ભર હતાં કાર્યે સર્વ તે ઉપરે,
હતા દીનદુનિઆના તેઓજ તારક, તેના ચરણમાં નમતા સઇ મસ્તક૦—૪
પરતુ જમાનાએ પલટા જો માર્યા, બહુ તેની હાલતને ફટકા લગાવ્યા,
બધા તેમના ગુણ સારા મટાડયા, નામો નિશાનોને ધૂળે મેળાવ્યાં,
હતાં કામ કરવાં ન તેઓને લાયક, તેવાં કામ કરવામાં આજે છે નાયક૦—૫
ઘણા એમાં અફસોસ! રોટી પકાવે, ઘણા બેસી કૂવે પાણી પીવરાવે,
ઘણા થઇ ભગત રોજ ગરદન હલાવે, ઘણા થઈ ભુવાઓ પશુવધ કરાવે,
ઘણા દોરી લોટાને કાંધે ચડાવે બની જોશી ઘરઘર ગ્રહોને લડાવે૦— ૬
ઘણા આગ ચૂલાની સળગાવનારા, શૂદ્રોની પેઠે ભટાઓ થનારા,
ઘણા માગી ઘરઘર કણીકો ખાનારા, ઘણા લોક ભોળાંને બહેકાવનારા,
ઘણા 'પાણી બામણીઆં' સ્ટેશન પાનારા, ઘણા કોર્ટ, મ્હેલે પંખા ખેંચનારા૦—૭
ઘણા કાઢી બેઠા હોટલ ચા બ્રાહ્મણીઆ, ઘણા કાઢી બેઠા વીશી થ્યા રસોયા,
ઘણા ગાંઠીઆ સેવ વણતા કદોઇ. ઘણા પાલખી કાંધ લેનાર ભોઇ,
ઘણા ભાડુતી ટટ્ટુ પેઠે સિપાઇ, કરે કન્યાવિક્રય લઇ ભડવાઇ૦— ૮
ઘણા તીર્થ ઉપર ફરે થઇ ભિખારી, ઘણા દઇ રહ્યા દેવળોમાં બુહારી,

કરી નોક ધંટાના સ્થો ફુંકે કંઇ, ઉડાવે ગરાસો હરામી બની કંઇ,
કદી વ્યાસ, ગૌતમ, હોયે આજ જીવતા, રડે પોક પોકે નિહાળી આ નીચતા૦—૯
ઘણા નાટકોમાં કરે છે ભવાઇ કરે સૃષ્ટિ–નિયમોથી ઉલટી કમાઇ,
નરો થાય નારી ધરી ચોળી, સાડી, ભરે પેટ નાચી ખૂંદીને લબાડી,
બુરાં કર્મ કંઇ એ કુપાત્રો કરે છે, શ્રુતિ, સ્મૃતિ ત્યાગી તે નરકે સડે છે૦—૧૦
નથી વેદ ભણવા ભણાવામાં કાબેલ, નથી યજ્ઞ કરવા કરાવામાં કાબેલ,
નથી દાન દેવા કે લેવામાં કાબેલ, કદી છે તો છે માગી ખાવામાં કાબેલ,
અફસોસ જ્વાળા હૃદય બાળતીછે, કે ઋષિયોનાં સંતાનની શી સ્થિતિ છે!!૦—૧૧
વડા ચાર ટાઇટલ દીધા તેને અર્પી, ગધા, પીર, ભીસ્તી, ને છેલ્લે બબર્ચી,
નથી માન તેનાં ન સત્કાર તેના, થયા નષ્ટ આચાર વિચાર તેના,
મહા શોક! એવી દશા પર તેની, ચીરાએ કલેજાં સ્થિતિ જોઇ તેની૦—૧૨
કહો ઢોળીએ કોની ઉપરે આ વાંક? કહો કોણે આવો વાળ્યો આડો આંક?
કહો કોને આ સૌનું કારણ ઠરાવો? ભલા કોને તેઓના શત્રુ બનાવો?
આ તેનાંજ કર્મ તણું છે પરિણામ, થઇ દુર્દશા તેમની જે અરે આમ૦—૧૩
પઠનપાઠનોને દિલેથી નસાડયાં, ફક્ત પેટ ભરવાનાં કામોજ કાઢયાં,
રહ્યા ખાઇ પીને ખુશીમાં હમેશ, કરે ધંધો જેમાં નહિ કષ્ટ લેશ,
ગમે તે કરીને ટકા બસ કમાવા, ધરમ, કર્મ, વેદોને ચૂલે ચડાવ્યા૦— ૧૪
વિના કષ્ટથી જો ટકા હાથ આવે, ભલા કોણ કો'ને સખત શ્રમ ઉઠાવે?
તે ભણવા કે લખવામાં દિલ શાને લાવે? મગજમારી ગ્રંથોમાં શાને કરાવે?
વિના દુઃખ જેને મફત આવતાં ભાઇ! બતાવો ભલા શાને વેઠે તે સખ્તાઇ?—૧૫
મહામૂર્ખ અણપઢ પણ દાન લાવે, વળી રોજ તરમાલ મફતે ઉડાવે,
નો ભણવું ને લખવું મૂકે ઓશીંકે તે, લગાવે ગપ્પાષ્ટક ઉડાડી ચૂકો તે,
જીકર એજ કે, 'ત્યાં હતી ખીર પુરી, હતી ત્યાં કચોરી જલેબી પકોડી૦—૧૬
'ફલાણાના લાડુમાં થોડુ હતું ઘી, ફલાણા ને ત્યાં તેલ ખોરૂં હતું છી,
'ફલાણાને ત્યાં કઢી ખાટી હતી બહુ, ફલાણાને ત્યાં દાળ ખારી હતી બહુ,
'ફલાણાએ દક્ષિણા દીધી ન પાઇ, ન માવતર પાછળ ઉજવ્યુંજ કાંઈ.'૦—૧૭
આ છે દાન ને દક્ષિણાનીજ બરકત, મૂર્ખાઇની બ્રહ્મકુળમાં જે થઇ ગત,
પડી પેટપૂજા તણી જ્યાંથી આદત, ગયાં છોડી વિદ્યા, ચતુરાઇ ઇજ્જત,
રહ્યા આજ ખર પેઠ કોરા નિરક્ષર, હતા જ્ઞાન ગુણોમાં જે કો દી નરવર—૧૮
અજબ! તેમને જો ભલાનું સુઝાડે, તો તેનેજ પોતાના શત્રુ બતાડે,
જે નબળાઇ તેઓની તેને જણાવે, તો ગુસ્સાથી મોં નાક તે પર ચડાવે,
કહે તેને શત્રુ સનાતન ધરમના, વિરોધી કહે શાસ્ત્ર કેરા મરમના૦— ૧૯

સુણો બ્રહ્મરવિના હે ઝાંખા તારાઓ! જરા દુર્દશા તો તમારી નિહાળો,
ન નાહક તેનેજ દુશ્મન પુકારો, કરે વાંક સાચો જે જાહેર તમારો,
ન તેના પરે દોષ ઢોળો હે પ્યારા! જે દિલથી ચહે છે તમારા સુધારા૦-૨૦
ભલું જો તમારૂં તમે ચાહતા હો, પડ્યામાંથી જો ઊઠવું ચાહતા હો,
પ્રતિષ્ઠા હવે જો જરા ચાહતા હો, વડીલો સમા જો થવું ચાહતા હો,
તો ભણવા ભણાવા હવે ફર્જ માનો, અવિદ્યાને સહુથી બુરૂં કર્મ માનો૦-૨૧
ન કંઇ દોષ કિસ્મતનો ભાલે બતાવો, ન કંઈ વાંક કલિયુગને શિર ચઢાવો.
દુષિત રાજ્યને કંઇ તમે ના ઠરાવો, ગુન્હેગાર ના અન્ય કોને બનાવો,
નહિ અન્યની ભૂલ આમાં જરા છે, તમારી તમોએજ પલટી દશા છે૦-૨૨
વડીલોના ઇતિહાસને જુઓ ઝાંખો, નજર સાફ તેના જીવનપર નાંખો,
તમારાં ચલણ તમે તેવાં બનાવો, તમારાં બીબાં તેને સચે જમાવો,
તમે પણ કરો તે જે કરતા હતા તે, ભરો દિલમાં તે જે ભરતા હતા તે૦-૨૩
હતું તપ વિદ્યા તણું તેમમાં બળ, હતી રાજ-આજ્ઞાની તે પર ન દખલ,
હતો નિત્ય સંતોષ સત્કર્મ અમલ, હતું તેને સૌથી મીઠુ મુક્તિનુ ફળ,
હતું રાવરાજાથી નહિ કામ તેને, હતું નામ પ્રિય એક 'ઑંકાર' તેને૦-૨૪
કપિલ, જૈમિનિ, વ્યાસ,ગૌતમ, કણાદ, હતા બ્રહ્મકુળમાં તે શક્તિથી આબાદ,
અજબ તેજ તેનાં તથા બળ અનુપ, હતા કાંપતા જેથી દુનિઆના ભૂપ,
ભલા, શાને ગર્દન હતી સૌની ઝુકતી ? તો કે'શું કે વિદ્યા તણી એક શક્તિ૦-૨૫
આ તેની કૃપાનાંજ ફળ છે તમોને, જે આસન આજેય મળતાં તમોને,
તમારા બતાવ્યાજ રસ્તા વળ્યા છે, તમારાં ખીલાવ્યાંજ પુષ્પો ખીલ્યાં છે,
પરંતુ હવે ના જમાનો તે ધારો, પુરાણા વિચારો દિલેથી વિસારો-૦ ૨૬
જો જીવ્યાની દરકાર યશથી તમોને, જો ઋષિકુળ ઇજ્જતે પ્રીતિ તમોને,
જો સત્કાર પાછા મેળવવા તમોને, જો ઘરબાર સારાં વસવવા તમોને,
હરામી આજીવિકા બુરી તો તો ત્યાગો, સદા જ્ઞાન પુરૂષાર્થ સત્કર્મ લાગો૦-૨૭
ધ્વનિ વેદનો પાછો ગુંજવવા માંડો, હવન યજ્ઞ ઉંચા રચવવાને માંડો,
ભણો આપ વેદો ભણાવાને માંડો, કરો કર્મકાંડો કરાવાને માડો,
ઊઠો સૌ તમે બસ કદમ બ્હાર કાઢો, તમારૂજ દુનિઆમાં બ્રહ્મનેજ કાઢો૦-૨૮
તમે ભાઇઓ ! ધર્મના માર્ગદર્શક, તમે ધર્મનૌકાના કેપ્ટન અધ્યક્ષ,
આત્મિકચક્ષુના છો દિવ્ય ચેતન, તમે જ્ઞાન-ભંડારનાં મોંઘાં રતન,
તમારા ભલામાંજ સૌનું ભલું છે, તમારા બુરામાંહી સૌનું બુરૂં છે૦—૨૯
નહિ ભો કદી હાથમાં ખોટ હોયે, નહિ ભો ચરણ, પેટમાં ખોટ હોયે,
પરંતુ જો બગડે આ ઇનસાનનું શિર, પડી જાય ભુડેજ હાલે શરીર,

મનુષ્ય જાત ઇનસાનની કાયા કહીએ, તો તમને તે કાયાનુ માથુંજ કહીએ૦—૩૦
તમારૂં બગડવું બગડવું છે સૌનું, તમારૂં સુધરવું સુધરવું છે સૌનું,
તમારૂ ઉદ્ધરવું ઉદ્ધરવુ છે સૌનું, તમારૂંજ તરવું છે તરવુજ સૌનુ,
તમે કાંઇ કરશો તો બહુ કામ થાશે, નહિ તો આ કુલ દેશ બદનામ થાશે૦—૩૧
આ કંઇ પણ લખ્યુ કે કહ્યું છે તમોને, દીધો ખેંચી ખ્યાલોનો ફોટો તમોને,
ન દિલને દુભવવાનો મુદ્દો જરા છે, ન ઠઠ્ઠા કે હાંસીની બીલકુલ મજા છે,
છે સાચી પ્રીતિ હિત કેરી આ વાણી, જે જગબત્રીસીથી છોડવવા વખાણી૦—૩૨

## ૯૭ બ્રાહ્મણોને જગાડવા.

( મન માયાના કરનારારે )

ઉઠો જાગો વડીલો અમારા રે જગાડે છે આ સેવકો તમારા૦—ટેક.
તમે ઋષિરાજ ધર્મવીરા શ્રેષ્ઠ બ્રાહ્મણ દધીચિના દુલારા,
બ્રહ્મના જ્ઞાની, વેદાભિમાની, અત્રિ, અગસ્ત, વસિષ્ઠના પ્યારા રે૦—૧
તપ એજ માત્ર છે ધન જેમનુ, કર્મકાંડી **'तपोधन'** સારા,
આજે તેને હાય **'शूद्र'**, **'तपोऽधम'** મળ્યા ખિતાબો નઠારા રે૦—૨
જેના ચરણોમાં ચારે વર્ણો લેતા વિદ્યાનાં શરણો સુખાળાં,
તેને અવિદ્યા કુકર્મોનાં ધરણો અંધારે આથડનારા રે૦— ૩
સન્ધ્યા, પ્રાણાયામ, ગાયત્રીથી દેહ, મનના મળો હરનારા,
સન્ધ્યા વન્ધ્યા આજ ગાયત્રી નામે ગાવત્રીના કહેનારા રે૦— ૪
હોમહવન ને યજ્ઞયાગે હતા જગઉપકાર કરનારા,
આજે મોં–કુંડમાં તમાકુ–આહુતિથી તન, મન, ધનના બગાડનારા રે૦—૫
જેને ત્યાં અવતાર શ્રી, ને સરસ્વતી જેવી પુત્રીના થનારા,
આજે ત્યાં કદી ગાય જેવી દીકરીના દોકડા પર જીવનારા રે૦— ૬
ગજાધિરાજ બ્રહ્મ–ગાદી લેવા ભોગ રાજ્યપાટ પર થુંકનારા,
આજે રસોઇ, ભીખ, બુરી મજુરી પઇમાં ગુલામી લેનારા રે૦—૭
વિના જમીન, જર, જોરૂ, મહારાજ બની રાજાઓને કંપાવનારા,
આજે તપોબળ નષ્ટ થયાં જેથી શૂદ્રોથી એ કાંપનારા રે૦— ૮
સંસારભરમાં શાન્તિનું સામ્રાજ્ય જેઓ હતા સ્થાપનારા,
આજે કુસપ ક્લેશ ફાટફૂટથી ઘરઘરમાં અશાન્તિ વ્હોરનારા રે૦— ૯
ચાલો થયું જે હતું થવાનુ કરો અબ્રહ્મણ્યાદિ દોષ ન્યારા,
સાચા **तपोधन** ઋષિ મુનિ કહાવો નિહાળો જય જયકારા રે૦— ૧૦

## ૯૮ ભારતવાસીઓનો ભિક્ષાશ્રમ

( લાવણી )

મૂંડના મૂંડાવાથી શિરની સૌ મટી જાયે ખાજ,
બાબાની પદવી મળે અને સૌથી સારાં ખાય અનાજ,
દીનહીનની દશા દેખીને સજ્જન મન ગભરાયે છે.
એક ચોથાઈ ભારતવાસી ભીખ માગીને ખાએ છે૦—ટેક.
ઘરમાં થઇ જેવી કઇ ખટપટ જઇ બેઠા બાબાને મઠ,
બાબાજીએ શિખા દાઢી ને મૂછ કાપી દીધી ઝટપટ,
ભગવી કફની, ઝોળી, ઝંડો ઝલવી દીધો મોટો લઠ
કહ્યું 'તને જે ભીખ ન આપે તેને દ્વાર પડકવી હઠ.
કહે 'લોંડીના લાવ જલ્દી નહિ અમે લીધા વિણુ જાયે રે,
એક ચોથાઈ ભારતવાસી ભીખ માગીને ખાએ છે૦— ૧
કોઇ કહે અમે રામ—આશરે દીઓ અમોને આટા દાળ,
આપો અમને દૂધ ઘી સાકર ચકાચક બહુ મીઠા માલ,
કોઇ બન્યા અંડા મુસ્ટંડા કફની પ્હેરી મૂંડી ટાલ,
બનીઆની દુકાનની પાસે ધામો નાખી કરી ધમાલ,
જે નહિ આપે ભીખ તેમને લાખો ગાળ સુણાવે છે,
એક ચોથાઇ ભારતવાસી ભીખ માગીને ખાએ છે૦— ૨
લાખો ક્રોડ નવા મઠધારી લાખોએ જઇ ઘેર્યા ઘાટ.
સંત મહંત બનીને બગલા રચે સ્રાષ્ટને ઠગવા ઘાટ,
કોઈ કહે ઘો દાન અમોને થાય સ્વર્ગની સીધી વાટ,
તન, મન, ધન, સ્ત્રી, પુત્રી અમને કરો સમર્પણ સૌ ભલી ભાત,
ભાંગ, ચરસ પી રામકી રાખી રાતદી મોજ ઉડાવે છે,
એક ચોથાઇ ભારતવાસી ભીખ માગીને ખાએ છે૦— ૩
કોઇ બન્યા દેવીના પડયા કોઇ મૂર્તિના બન્યા ભગત,
કઇક ગોર તીર્થોના મૂર્ખા કહે 'ઘો અમને થાશે ગત',
હરામની દાનતથી આ માગણુ લોકોની ડૂબી મત,
નિર્લજ્જ એવા થયા ખોઈ બેઠા ઋષિ મુનિયોની સુકીરત,
અપૂજ્યની પૂજા થાવાથી ભારત ક્લેશ ઉઠાવે છે,
એક ચોથાઈ ભારતવાસી ભીખ માગીને ખાએ છે૦— ૪
કોઢી, પતિઅલ, લૂલા લગડાં ટુકડામાંથી જાયે છે,

ભારતનાં સૌ અનાથ અંધા રીબાઇને મરી જાયે છે,
નિશદિન લાખો ગૌમાતાની ગરદન હાય! કપાયે છે,
વિધવાની કળકળતી આંતરડીના શાપ સુણાયે છે,
દેશ, કાળ, ને પાત્ર જોઇ સાત્વિક દાનો ન અપાયે છે,
એક ચોથાઇ ભારતવાસી ભીખ માગીને ખાએ છે૦— ૫
પશુપક્ષી, કુષ્ઠિ, ગૌ, અનાથ ઉપર સૌ રાખો છાયા,
વેદ, મનુ, ગીતા, શાસ્ત્રોએ એજ દાન સૌ દેખાડયાં,
સર્વ દાનમાં જ્ઞાનદાનનુ માહાત્મ્ય સર્વ બતાવે છે,
અન્નથી એક દિન તૃપ્તિ જ્ઞાનથી જનમ જનમની થાયે છે,
સાચા વૈદિક દાનકર્મથી પરમેશ્વર રીઝાએ છે,
એક ચોથાઇ ભારતવાસી ભીખ માગીને ખાએ છે૦— ૬

---

૯૯

## પાત્રે દાન.

( ધન્યાશ્રી. )

પાત્રે આપો દાન સજ્જન ગણ! પાત્રે આપો દાન,
ક્ષેત્રે વાવો ધાન કૃષિપ્રવીણ! ક્ષેત્રે વાવો ધાન૦—ટેક.
ઉખર ભૂમિમાં બી નાખ્યાથી થાશે ઉલટી હાણ,
કુપાત્રે ત્યમ દાનય નિષ્ફળ કહે મનુ ભગવાન૦— સજ્જન૦ ૧
વૃથા આહુતિ અગ્નિ વિનાના કાષ્ટ-યજ્ઞની માંહ્ય,
ત્યમ અણપઢ, [1]અનૃચ બ્રાહ્મણને વૃથા આપવું દાન૦—સજ્જન૦ ૨
લીંખ જુઓને શિરમાં વધવા પાવું તેલનું પાન,
તેમ હરામી, આળસુ, અજ્ઞને દેવાં શ્રી સમ્માન૦— સજ્જન૦ ૩
પ્લેગ તણા જન્તુ પોષાયે, હણે જનોના પ્રાણ,
ભીખપ્લેગના માગણ-જન્તુ હણે સ્વદેશના જાન૦— સજ્જન૦ ૪
અનુપકારીને નહિ ઘો, ઘો જોઈ કાળ, પાત્ર ને સ્થાન,
તેને સાત્વિક દાન ગણ્યુ છે કૃષ્ણે ગાઇ ગાન૦— સજ્જન૦ ૫
જે મૂળનાં સિંચનથી ફાલે પુષ્પ, ફળો, ને પાન,
તેજ મૂળને સિંચે ડાહ્યા જેથી ફેલે મહાન્૦— સજ્જન૦ ૬
ગુરૂકુળ જમીને બ્રહ્મ-વેદનો ફૂટયો અંકુર પ્રાણ,
તે પર વર્ષાવો અર્મો ધારા જોશો ફળ-કલ્યાણ૦— સજ્જન૦ ૭

---

૧ ઋચા ( વેદ ) નહિ જાણનારા

૧૦૦ **બેકદર દાન.**

( મેઘ પ્રતિ ઉક્તિ. )

ગરજ ગરજ મા મૂર્ખ મેઘલા! વર્ષી સાગર ખારે,
ગરજ ગરજ મા સર, સરિતા, ચાતક, કૃષિ તલસે જ્યારે,
એપરવા પાસ બને ખાલી તે તર્પશે કોણને મુવાલી ?

---

**સ્વાર્થી કદર્ય.**

( સાગર પ્રતિ ઉક્તિ. )

ઓડકાર શું સાગર સ્વાર્થી! હાથ ફેરવી ફાદે,
ક્ષુદ્ર તમ જન્તુનેય શદ્ર તૃપ્ત ન કર તુજ બુંદે,
નામ તુજ રત્નાકર ધિક્કાર! બતાવતો કોડી હાથ કિનારે૦

---

**દાનેશ્વરી.**

( નદી પ્રતિ ઉક્તિ )

ધન્ય! ધન્ય! સરિતા સુંદરી! તુજ અમૃત સ્તના-કિનારા,
સરી સરીને પ્રાણી માત્રને ધવાડ ધાવણધારા,
ક્ષીણ થતાં પણ ના અટકે કુલીન વિણ કોનુ ધૈર્ય ટકે ?

---

**પરાણે પુણ્ય**

( તળાવ પ્રતિ ઉક્તિ )

વ્હેતું ન તું નદી પેઠ તળાવડા! તોય સૂકે કા શરીરે?
શું ભાસ્કર-કર થપ્પડ ખાઇ, કર ભર ધીરે ધીરે ?
પાણી પોતાનું ગુમાવે, માર મગે મોઢે ખાએ.

---

૧૦૧ **શું નહિ કરવું જોઇએ ?**

( લાવણી )

**ओश्म** નામને દિલથી ભાઇઓ! કદી વિસરવુ નહિ જોઇએ,
મનુષ્યતનને પામી નાહક વૃથા ગુમાવવું નહિ જોઇએ૦—ટેક.
ભક્તિ વિના અણમૂલ સમય આ મફત લૂટાવો નહિ જોઇએ,
સત્ય કર્મકાંડોને છોડી પોપલીલાઓ નહિ જોઇએ;

વિષયાસક્તિ વિષે ઇન્દ્રિય કે ચિત્ત ચળવવાં નહિ જોઇએ,
બુરાં કર્મનાં ચિંતવન માંહી ધ્યાન્જ ધરવું નહિ જોઇએ;
મનુષ્યતનને પામી નાહક વૃથા ગુમાવવુ નહિ જોઇએ૦— १
રાગદ્વેષ સૌ તજો વૈર-વાતો વધારવી નહિ જોઇએ,
પરસ્ત્રીને મા ગણો કોઇની વસ્તુ ચોરવી નહિ જોઇએ;
પોતાનો જીવ જાણી અન્યનાં દિલ દુભાવવં નહિ જોઇએ,
ધર્મકાર્યમાં ડરી દુષ્ટથી મન ગભરાવાં નહિ જોઇએ;
પ્રાણુ જતાં પણુ આત્મા વિરૂદ્ધ કદી વર્તવું નહિ જોઇએ,
મનુષ્યતનને પામી નાહક વૃથા ગુમાવવુ નહિ જોઇએ૦— २
હાથથી વસ્તુ ગઈ તે અર્થે બેસી રોવુ નહિ જોઇએ.
રહી સહીને છોડી પાછળ, ગાફલ બનવું નહિ જોઇએ,
પુરૂપાર્થને છોડી ભીખથી માગી ખાવું નહિ જોઇએ,
ભિક્ષા-માગણને બ્રાહ્મણુ મહારાજ કહેવું નહિ જોઇએ;
કપટ કરી પાખડ સ્વાર્થથી પેટ પૂજવુ નહિ જોઇએ,
મનુષ્યતનને પામી નાહક વૃથા ગુમાવવું નહિ જોઇએ૦— ३
ગૃહસ્થ-ધર્મથી ડરી બાયલી મુડ મુંડાવવી નહિ જોઇએ,
કામકાજ તજી આળસુ થઇને હરામી ખાવું નહિ જોઇએ;
પરોપકાર ન કરે તેમણે ભગવાં ધરવાં નહિ જોઇએ,
ઘરઘર જઇને કુત્તા માફક ટુકડા ખાવા નહિ જોઇએ;
દુષ્ટ કર્મમાં ફસે તેમને પંડિત કહેવા નહિ જોઇએ,
મનુષ્યતનને પામી નાહક વૃથા ગુમાવવું નહિ જોઇએ૦— ४
તજી સત્ય ઉપદેશ રાગડા નિર્લજ્જ ગાવા નહિ જોઇએ,
ડરી કોઈથી સત્ય વચનને કદી છુપવવાં નહિ જોઇએ;
સત્ય વેદ-વિદ્યા તજી ગપ્પી પુરાણુ સુણવાં નહિ જોઇએ,
અમૃત કહીને કદી કોઇને ઝેરજ પાવાં નહિ જોઇએ;
એક ઇષ્ટ પરમેશ્વર છોડી અન્યને ભજવું નહિ જોઇએ,
મનુષ્યતનને પામી નાહક વૃથા ગુમાવવું નહિ જોઇએ૦— ५

———

## १०२ વેદાનું અપૌરુષેયત્વ.

( લાવણી. )

વેદાનું વિજ્ઞાન આસ્તિકે અવશ્ય અનુભવવુ જોઇએ,
પ્રભુનું અપૌરુષેય જ્ઞાન તે અંતરે ઉતારવું જોઇએ.
મહાતાર્કિકે ઋષિયોને પણુ શ્રુતિ–રહસ્ય કથતા જોઇએ,
લક્ષણપ્રમાણુ યુક્તિ દલીલે સત્ય સિદ્ધ કરતા જોઇએ.
મનુ જેવા કાયદા દક્ષને નિજ સ્મૃતિમાં લખતા જોઇએ,
છેજ 'नास्तिको वेदनिन्दकः' શ્રુતિ પ્રમાણુ કથતા જોઇએ.
'अरेऽस्य महतो भूतस्य निःश्वसितमतद्यदृग्वेदो,
'यजुर्वेदः सामवेदोऽथर्वाङ्गिरसः' શતપથ જોઇએ.
'मन्त्रायुर्वेदप्रामाण्यवच्च तत्प्रामाण्यमाप्तप्रामाण्यात्,'
'तद्वचनादाम्नायस्य प्रामाण्यम्' ગૌતમ, કણાદ જોઇએ.
"स एष पूर्वेषामपि गुरुः कालेनानवच्छेदात्' પતજલ,
'निजशक्त्यभिव्यक्तेः स्वतः प्रामाण्यम्' કપિલે જોઇએ.
"शास्त्रयोनित्वात्' 'अत एव च नित्यत्वम्' વ્યાસે જોઇએ,
વેદાને પણુ સ્વત સિદ્ધ નિજ સાક્ષી પૂરંતા જોઇએ.
'तस्माद्यज्ञात्सर्वहुत ऋचः सामानि जज्ञिरे।
'छन्दांऽसि जज्ञिरे तस्माद्यजुस्तस्मादजायते॥'
વેદ શબ્દ નિત્યત્વે પાણિનિ, પતજલિ, જૈમિનિ જોઇએ,
કારણુ 'वेदोऽखिलो धर्ममूलम्'નુ વિચારવુ જોઇએ.
આવા પૂર્વજ વિદ્વાનોનાં વચને ધ્યાન જવુ જોઇએ,
વિના વિચારે ધોકો પકડી નાસ્તિક નહિજ થવુ જોઇએ.

---

## १०३ અપૌરુષેયત્વની કસોટી.

( લાવણી )

વેદ, ઝંદ, ને કુરાન, બાઇબલ સૌની કસોટી થવી જોઇએ,
ઇશ્વરી હોવાનો દાવો સૌ કરે તુલના થવી જોઇએ.
'ઝન્દ' શબ્દ પાહ્લવી વૈદિકી 'છન્દ'થી નીકળેલો જોઇએ,
વર્ષો પાંચ હજાર થયાં જરથોસ્તે ગ્રન્થ રચ્યો જોઇએ.
કુરાન 'કિરતૈઆન' ધાતુથી 'પુસ્તક–પાઠ' અર્થ જોઇએ,
વર્ષ તેરસો વીત્યાં તે તણા કર્તા મહમુદને જોઇએ.

'બિબલીઆ'થી 'બાઇબિલ–બુક' *ઓલ્ડ ન્યુટેસ્ટમન્ટ જોઇએ,
'ટેસ્ટર'–'સાક્ષી' ક્રાઇસ્ટ રચિતને વર્ષ ઓગણીસો જોઇએ.
આજકાલનાં ઝંદ, બાઇબલ, કુરાન. પૌરૂષકૃતિ જોઇએ,
કથા, કહાણી, ઇતિહાસે ભરપૂર ન ત્યાં ઇશ્વિરીય મતિ જોઇએ.
'**વિદ્**' **જ્ઞાને** ધાતુથી વેદનો અર્થ 'જ્ઞાન' થાતો જોઇએ,
જ્ઞાન ધર્મ છે નિત્ય જ્ઞાની ધર્મી બ્રહ્મ રે'તો જોઇએ.
આમ થવાથી 'વેદ' એટલે ન 'ગ્રન્થ,' 'સાક્ષી,' 'પાઠ,' જોઇએ,
ન જ્ઞાનનો કોઇ કાળ, ન જગમાં પૂર્ણ જ્ઞાન જનસ્થિત જોઇએ.
અનાદિ વૈદિકજ્ઞાન ઇશનું **સૃષ્ટયાદૌ** ઉદ્ભૂત જોઇએ,
તેજ અપૌરુષેય વેદ શબ્દાર્થ–સિદ્ધ સંસ્કૃત જોઇએ.
આદિ સૃષ્ટિમાં **ઋગ્, યજુ, અને સામ, અથર્વ** મળ્યા જોઇએ,
**અગ્નિ, વાયુ, આદિત્ય, અંગિરા,** આત્મામાં પ્રકટ્યા જોઇએ
જ્ઞાન, કર્મ, ને ઉપાસના–કાંડોમાં '**સંહિતા**' જોઇએ,
વેદત્રયી એ સાંભળવાથી પછી '**શ્રુતિ**' સંજ્ઞા જોઇએ.

---

## ૧૦૪ વેદોની તુલના.

(લાવણી)

ઇશ્વિરીય જે જ્ઞાન આદિ સૃષ્ટિમાંજ પ્રાપ્ત થવું જોઇએ,
જેમ નૃપતિના ન્યાયનિયમ સહુ રાજ્યારંભે અહીં જોઇએ.
વિના નૈમિત્તિક જ્ઞાન મનુષ્ય ન મેળે જ્ઞાની બન્યું જોઇએ,
જન્મથી નિર્જન વને શિશુ ગુરૂ વિના ન પ્રજ્ઞ થયું જોઇએ.
આસુરબાનીપાલ, ફ્રેડરિક બીજો, જેમ્સ ચોથો, અકબર,
કરી ચૂકયા આ વન્ય–પ્રયોગો જ્ઞાન નિમિત્ત જોતા જોઇએ.
ત્યમ સૃષ્ટયાદૌ મનુષ જાતિને પૂર્વ જ્ઞાન મળવું જોઇએ,
તે વેદો બીજ રૂપ બ્રહ્મ–ગુરૂ કારણ ત્યાં ગણવું જોઇએ.
ઝંદ, બાઇબિલ, કુરાન, આદિ આજ કાલમાં થ્યાં જોઇએ,
તો તે પહેલાના જનસમાજ પર બેદરકાર શું ઇશ જોઇએ?
ભૂસ્તરના નિયમે ક્રોડો વર્ષો સૃષ્ટયુત્પત્તિનાં જોઇએ,
એડમ ઇવિનાં સાત હજારજ બાઇબિલ, કુરાનમાં જોઇએ.

---

* ઓલ્ડટેસ્ટામેન્ટ અને ન્યુટેસ્ટામેન્ટ એ બાઇબલના બે વિભાગનાં નામો છે

એક અબજ વર્ષનો કાળ વેદથી સિદ્ધ આજે જોઇએ,
'याथातथ्यतोऽर्थान्व्यदधाच्छाश्वतीभ्यः समाभ्यः' જોઇએ.
કહેવાતી ખૂદાઈ કીતાબો સાયન્સે સરખાવી જોઇએ,
ભૂગોળ નકશાવત્ માપીને પરીક્ષાજ થાવી જોઇએ.
'बुद्धिपूर्वा वाक्यकृतिर्वेदे' કણાદ સાક્ષી જોઇએ,
'અકલની ધર્મે દખલ નહિ' કહી અન્યને શિર ખણુતા જોઇએ.
'ધર્મ અને સાયન્સ એ'ન છે' હક્સલેને કથતો જોઇએ,
'એક બીજામાં ભેદ પરસ્પર ઉભય તણા ક્ષયમાં જોઇએ.'
'तर्को- संधेयो धर्मः' વેદજ છાતી ઠોકી કહીએ,
અન્ય રીવીલેશન કો સ્પર્ધે ? તેની સીકલ તો જોઇએ.

---

## ૧૦૫ અપૌરુષેયત્વની પરીક્ષાઓ.

(લાવણી)

ઇશ્વરીય જ્ઞાનનો આદિસૃષ્ટિમાં પ્રકાશ થવો જોઇએ,
એમ ન થાયે તો ઇશ્વરને પક્ષપાતી કથવો જોઇએ.
સૃષ્ટિનિયમથી પ્રતિકૂલ તે જ્ઞાન ન કદી હોવું જોઇએ,
તેમજ પુસ્તક આકારે તે પ્રકટ નહિ થાવું જોઇએ.
પૂર્ણ અને નિર્ભ્રાન્ત જ્ઞાન તે અવસ્યમેવ સત્ય જોઇએ,
પરિવર્તનની આવશ્યકતા નહિ કદાપિ પડવી જોઇએ.
સર્વ સત્ય વિદ્યાના મૂળ સિદ્ધાન્તો તે જ્ઞાને જોઇએ,
દેશવિશેષની કોઈ ખાસ ભાષામાં વર્ણિત નહિ જોઇએ.
સર્વ દેશને માટે નિષ્પક્ષપાતતામાં તે જોઇએ,
દેશવિશેષ તણા ઇતિહાસ, ભૂગોળ ન ત્યાં હોવા જોઇએ.
અપૌરુષેયની સાક્ષી તેની પોતાની અંદર જોઇએ,
ઇશ્વરના ગુણ, કર્મ, સ્વભાવથી અશ્લીલ, અન્યાયી ન જોઈએ

---

## ૧૦૬ વેદોનું શરણ.

( હિન્દી કાવ્ય ઉપરથી )

વિણ વેદ પતો નહિ લાધ્યો તે ઇશ્વર દીનદયાળનો૦—ટેક.
તપાસ કીધી મેં બ્રાહ્મણથી, બોલ્યા મળશે શિવપૂજનથી,
કરી પૂજા મેં લાખ યતનથી, નાશ કર્યો ધનમાલનો;

શિવાલય મહાન્ ચણાવ્યો, સોનાનો કળશ ચડાવ્યો,
પણુ કાંઈ વળ્યો નહિ દહાડો૦— તે ઇશ્વર૦—૧

પછી મળ્યો વલ્લભમતવાળો, તેણે કહ્યું ભજીલે નંદલાલો,
માખણુ–ચોર ગોપીનો વ્હાલો, જાર ભાવથી લાલનો;
ગોપી મેં મને મનાવ્યો, રસ રાસલીલામાં નાચ્યો,
બહુ દંભ, ડોળ ફેલાવ્યો૦— તે ઇશ્વર૦—૨

જોગી, વૈરાગી, સહુ છાણ્યા, દાદુ, નાનકાદિ મસ્તાના,
જૈની, કુરાની, કીરાની પીછાણ્યા, થ્યો વાકિફ સૌ હાલનો;
પછી જગન્નાથ ઊઠી ધાયો, એઠોય ભાત ત્યાં ખાધો,
ત્યાંથી સૌ તીર્થે ચાલ્યો૦— તે ઇશ્વર૦—૩

પૂર્વે દ્વારકા આવ્યો ભાઇઓ ! કાશી, બદ્રિનાથ, હરદ્વારો,
ઉલટો મેલ તન, મને ધાલ્યો, મળ્યો ન ઉત્તર સવાલનો;
ત્યારે ઠાલો લોટી ઘર આવ્યો, પણુ અશાન્તિથી ગભરાયો,
વળી ભ્રમબુદ્ધિમાં સમાયો૦— તે ઇશ્વર૦—૪

પાછું પૂછ્યુ જઈ મોલવી કાજી, તે કહે 'હજમાં અલ્લા રાજી',
પડી નિમાજ જે બને નિમાજી, ક્લેશ ન જગમાં જાળનો;
'હકતાલાએ ફરમાવ્યો,' ત્યારે મસ્જિદે ઊઠી ભાગ્યો,
કહી 'તોબા' ગાલ બજાવ્યો૦— તે ઇશ્વર૦—૫

તોપણુ મળી ન શાન્તિ કાંઇ, પછી મને મળી ગયો ઇસાઈ,
તેણે એક કહાણી સુણાવી, પાઠ ઇસુના હાલનો;
મુજને બહુએ ભટકાવ્યો, ગિરજામાં જઇ બેસાડયો,
દઇ લાલચ બહુ સમજાવ્યો૦— તે ઇશ્વર૦—૬

બધોય ભવ મે ઢુંઢયો ભાળ્યો, શોધી શોધીને કંટાળ્યો,
સાર તમામ મતોનો કહાડયો, બાંધ્યો પહાડ ખ્યાલનો;
ગુરૂડમનો પંથ ચલાવ્યો, નિજને પરમાત્મા કહાવ્યો,
પણુ પાછળથી પસ્તાયો૦— તે ઇશ્વર૦—૭

વાંચ્યા ડાર્વિન, હેકલ ભાઇ ! હક્સ્લે, હર્બર્ટસ્પેન્સર સાઇ,
આવી તેથી નાસ્તિકતાઈ, 'ઈટ ડ્રીંક બી મેરી' ખ્યાલનો;
ધર્મ, કર્મ, ભાવ ભૂલાયો, લોકાન્તરવાદ હસાયો,
પણુ ઘડપણુમાં ગભરાયો૦— તે ઇશ્વર૦—૮

આખર એક મળ્યો સન્યાસી, દયાનંદ-બ્રાહ્મણુ ગુજરાતી,

તોડી મારી અવિદ્યા ફાંસી, ભય એ ભ્રાન્તિ જાળનો;
વેદોનો માર્ગ બતાવ્યો, યમનિયમે, યોગે લગાવ્યો,
એકેશ્વર-વાદ શીખાવ્યો૦— તે ઇશ્વર૦—૯

---

## ૧૦૭ સ્વામીજીને સંબોધન.

( ઓધવજી સંદેશો કેજો શ્યામને. )

જ્ઞાન-સરોવર પર સંચરતા હંસલા ! સુધા-બિન્દુડાં-મોતીડાં ચરનાર જો !
પાન દયા-આનદ-ઝરણનાં દૂધડાં, સરસ્વતીનાં ગાન શ્રેષ્ઠ ગાનાર જો !૦—૧
હાય ! ગયો તું ઊડી ક્યાં આકાશમાં ? પાણી શ્રવણે બ્રહ્મનાદ રવકાર જો,
તત્સચ્ચિતઆનંદજ્યોતિને ભેટવા, સોનેરી પાંખોથી લીધી ભાળ જો૦—૨
વેદ-પ્રકાશક સૂર્ય અમારો આથમ્યો ! પાડી અમ ઉર-દર્પણમાં પ્રતિબિંબ જો,
જીવ, પ્રકૃતિ, બ્રહ્મ સ્વરૂપ બતાવીયાં, ગાયત્રી **ओ३म्** પ્રણવનો સ્મારક
સ્તંભ જો૦—૩
તુંજ અમારૂ ભવસાગરનું નાવડું, જેણે કીધો ડુબતાનો ઉદ્ધાર જો,
કાંઠે પહોંચી હાય ! અરે ! ભાંગી પડયું, અમને શક્ત બનાવી તરવા પાર જો૦—૪
સાચી ધર્મધજા તે ઝાલી હાથમાં, વેઠી દારૂણ કષ્ટો અપરપાર જો,
સત્યની ખાતર ઝેર હળાહળ તેં પીધાં, કાળ તણી પણ તે ન કરી દરકાર જો૦—૫
કુદરત વ્હાલા ! તારા ગુણ ગાઈ રહી, આર્યભૂમિ તુજ ઋણી માને ઉપકાર જો,
અંતરઆત્મા કરે **नमस्ते** હે ! તને, દયાનંદ ઋષિ ! તારો જયજયકાર ! જો૦—૬

---

## ૧૦૮ સ્વામી વિના શુ થાત ?

( રસભર્યું આ જોબન જાય. )

દુખભર્યો તું ભારત થાત, દયાનદ સ્વામી, દયાનદ સ્વામી વિના,
સુખ ભર્યુ ન હોત પ્રભાત, જ્ઞાની સ્વામીજી, જ્ઞાની સ્વામીજી વિના૦—
વૈદિકબાગ ખીલી રહ્યો, પુષ્પો જ્યાં શુભકર્મ,
આર્ય-મધુકર ગુંજતા, મ્હેકે ધર્મ-સુગંધ;
પુણ્ય-વાયુ **नमस्ते** વાય, ગુણોને ગાય,
યોગી સ્વામીજી, યોગી સ્વામીજી તણા૦—

---

### ૧૦૯ વેદસૂર્યનો પ્રકાશ.

( તોરી છલબલ હે પ્યારી. )

વેદ ઝળહળતો સૂર્ય, હતો વાદળમાં દૂર,
મહાવાયુ–દયાનંદે પાડ્યો પ્રકાશ૦—
છૂપ્યું તારાનું નૂર, અંધ બનીયાં કુમુદ,
પદ્મ–હૃદયો સુઆર્યોનાં પામ્યાં વિકાસ૦—
જુઓ જુઓને ઘુડ! શાને થાઓછો મૂઢ ?
અજવાળે નયનો ઉઘાડો રૂડી આશ,
ગમે અંધારૂ આંખ, બુરાં કર્મોનો વાંક,
જરા અરધી લ્યો ઝાંખ રાખી ભાન, સાન, ધ્યાન,
બનો ના હેવાન૦—વેદ.

---

### ૧૧૦ પરલોકી ઋષિને પ્રણામ.

( પિયુ પરદેશીને કહેજો પ્રણામ અમારા. )

ઋષિ પરલોકીને, પ્રેમે પ્રણામ અમારા, પ્રણામ અમારા,
નેહેથી **नमस्ते** પ્યારા૦—ઋષિ૦ ટેક.
જેણે દયા–વર્ષા દઈ અમ–ચાતકોની તૃષા હરી,
**आनंद**નાં ઝરણાં ઝરાવી, હિન્દભૂમિ લીલી કરી,
જે **मूळ** વૈદિક–વૃક્ષનુ, બહુ કાળ સૂકાતું હતું,
**शंकर** થયો તેનો સીંચી રસ કર્યું પાછું જીવતું૦—૧
રવિ–વેદકાન્તિ **सर**[illegible]**ता** અમ અતરાત્મામાં ભરી,
**ओ३म्, खं, ब्रह्म** ફૂલો–સુગધિ આર્યભૃંગોમાં ધરી,
વાડી સુમુક્તિ સ્વતંત્રતા ફળફૂલ નવપલ્લવ મહીં,
ગાયે ઉદયનાં ગાન દેવી હિન્દ–કોકિલા જહીં૦—૨
જેના પ્રચંડી વેગથી જ્ઞાનાગ્નિ–જ્યોતિ જળી રહી,
જડતા, અવિદ્યા–[1]તિમિસ્રા સ્થળ સ્થાપના ચેતન થઈ,
તે જ્યોતિ આર્યસમાજ–દીવાદાંડીથી ઝળકી અતિ,
ઝળકાવનાર સમર્થ વાયુ **दयानंद सर**[illegible]**तां**૦—૩
અમ તરણી ભારતસાગરે દુઃખ–ક્લેશ–મોજામાં હતી,
અજ્ઞાન-તિમિરે ચપળ ચપળા ચમકથી અહીં તહીં જતી,

---

૧ અંધકાર.

ત્યાં વાયુ અનુકૂળ **દયાનંદ** પ્રીતિ ભર્યો પ્રેર્યો હરિ,
જે જ્યોતિ દીવાદાંડીની ઝગમગ સકળ સ્થળ ઝળહળી,
વાળ્યા સુમાર્ગમાં જીવખલાસી, ટાળી ઉદાસી (૨)
ભાળ્યા મોક્ષકિનારા૦—ઋષિ૦—૪

---

## ૧૧૧ ભારતનો ઉદ્ધારક.

( જરા પ્યારીને પંથે પધારો પિયુ )

દયાનદર્ષિ ભારત-ઉદ્ધારક રે (૨)—ટેક.
ખરે એણેજ હિન્દુ-કાફરેથી આર્યનામ દીધુ,
ખરે તેણેજ વૈદિક રત્ન ગૂમ થયેલ ખોદી લીધુ,
અવૈદિક મતમતાંતર તારલા રવિ-વેદથી ટાળ્યા,
દિવાળીમાં બળી સાચા દીવાઓ ઘરઘરે બાળ્યા૦—૧
ઓ પરસુરામ ! તું બ્રહ્મચારી પણ તુજ પરસુ રક્તભરી,
ઓ રામ ! તું વાલી, સુર્પણખા ભણી અન્યાયમાંજ અરિ,
ભીષ્મ ! તું પક્ષપાતી, કૃષ્ણ ! તું રાગી, બુદ્ધ ! ઉદાસી,
શંકર માન-અર્થી, નિષ્કલંક શ્રીસ્વામી સન્યાસી૦—૨
કહેતા'તા કે, તે નાસ્તિકતા ફેલાવવા આવ્યો,
ગુરૂદત્ત, [1]મુંશી, જેવા નાસ્તિકોને આસ્તિકયે લાવ્યો,
કે તે તો હિન્દુઓને ક્રિશ્ચીઅન વટલાવવાજ થયો,
પરં કઇ'બ્રુકસ','રોબર્ટસનોને' કરી[2]**સત્ય**,[3]**ધર્મ**,ગયો૦—૩
અરે તેને મુસલમાનો બનાવાની મળી ગાળો,
કઇ **અબ્દુલ ગફુરોને** કર્યા તેણે ધર્મપાળો,
ભૂલી મહમુદ, અલાઉદ્દીન દીધાં ખંડન તણાં દુષણ,
ખુલાવી ગુરૂકુળો રામ, કૃષ્ણાદિ ઘડયાં ભૂષણ૦—૪
સહી ગાળો, સહ્યા મારો, ઝીલ્યા પત્થરના વરસાદો,
કયો હતો સ્વાર્થ ? પણ ઋષિયોતણા સુણુવ્યાજ [4]વર [4]સાદો,
હળાહળ ઝેર પી અમ કાજ કીધો જિંદગી સોદો,
દીધો પાછો આ ભારતને મહાગુરૂપદ તણો હોદો૦—૫

---

૧ મુન્શીરામ. ૨ સત્યાનદ. ૩ ધર્મદેવ ૪ શ્રેષ્ઠ વચનો.

## ૧૧૨ દયાનંદનું શિવપૂજન.

( શિવરાત્રિ. )

કાળાં વાદળયૂથનેય ચીરીને વિદ્યુત્ પ્રકાશી રહે,
કાળાં અંબર ભેદી સૂર્યશશીની કાન્તિ વિકાસી રહે;
કાળા સાગરમાંથી મોતી ધવલાં મૃત્કાળીથી હીરલા,
કાળા કાળ કરાળથીય પ્રકટે રાત્રિ શિવા ઉજ્જવલા૦— ૧
વીત્યા યુગો ભરતભૂમિના ઘોર અંધારડા શા ! !
શું સભૂતિ–જડપૂજનથી પાત અંધતમે ના ?
આત્મસ્થાને અશિવ શવવત્ શૈવપૂજા જડા'તી,
આ રાતે સત્ શિવ અશિવની એક બાલે ધી લીધી૦— ૨
શિવરાત્રિ શી વરાસ્ત્રીશી વરદા, ત્રાત્રી આર્યભૂની થઇ !
વિકાળ કાળી અસુરીઓમાં સીતાને ત્રિજટા કંઈ;
અંધાર ચઉદશ પુત્રી પણ ચઉદિશ તિમિર હરતી ગઇ !
મૂળશંકરાભિધાનીને શંકરરહસ્ય કથી ગઇ૦—

ટંકારામાં આ શિવરાત્રિ ટંકારા ગજવી રહી આજ,
કપાવી ઊઠયા મંદિરને ભેરી, નોબત વાદ્ય અવાજ;
મૂર્તિને પણ ધણધણાવતો ઘંટા–ઝાલર–શંખનિનાદ,
જાણે ટંકારા તેને દે અંતિમ પ્રલયસૂચકો સાદ૦— ૪

આવ્યું તહીં વિપ્રનું એક ટોળુ,
જાણે બીજું ગાડર–યૂથ ભોળુ;
તેમાં હતું સિંહનું એક બચ્ચું,
સંસર્ગદોષે બકરૂ બનેલું૦— ૫

સાષ્ટાંગ નમ્યા શિવને, "**हरोम बं बं भोळा**" કહી ભોળા,
ગાલ બજાવ્યા સહુએ, યવનોનુ એ અનુકરણ 'તોબા'૦— ૬

આ મૂળશંકર પ્યારો, અંબાશંકરનો સૂનુ,
સંબોધી તેમને પિતા, બોલ્યો ' સાંભળ મૂળુ તું'૦— ૭

' કથે છે પુરાણો શિવરજનીનુ મા'ત્મ્ય અધિક,
' બધી રાત્રિ જાગે હરભજનમાં, પુણ્ય લખિત;

'ચમત્કારો મોટા નિજ ભગતને દેવ દરશે,
મહાભાગી હોયે સ્વરૂપ શિવ તેને પ્રકટશે'૦— ૮

શ્રદ્ધા, નિર્દોષતા મૂર્તિ બાલ્યાવસ્થા ખરેખરી,
દશદ્માંથી હીરા કેરી આશા આ મૂળજીએ ધરી!૦— ૯

નિર્શીથ તો થતાં મૂળુ–પિતા સુતો,
દેખી તેમને અન્ય દ્વિજ સુતો,
મનની પાછળે ઇન્દ્રિયો સુવે;
મૂળ જીવાતમા પણ રહી જુવે૦— ૧૦

વ્રત–ભંગ તણો ભય મૂળુ–દિલે,
વળી જાગૃતિનું ફળ ના વિસરે;
જળ છીડકી ઊંઘ વિદૂર કરે,
જડ મૂરતિને ધવલે નજરે૦— ૧૧

નિશીથ–શાન્તિ મદિરે રહી છવાઇ,
પ્રતિમાની જડિમા ખરી જડાઇ,
મૂળુ રૂદ્રીની કરી રહ્યો પઢાઇ,
મૂર્તિ પર થઈ ત્યાં મ્લેચ્છની ચઢાઇ૦— ૧૨

પ્લેગ–દેવી લોકમાં પધારવાને જ્યારે ચાહે,
પોપ–મહાદેવસુતવાહન દડાય છે;
જડ પ્રતિમામાં મરકીએ જવા ધાર્યું આજે,
માટે જુઓ ઉદર મ્હાદેવ પર ધાય છે,
પુરાણી કહે છે વિના કારણે મહાદેવે માર્યો,
સુત ગણપતિને અજ્ઞાનના આવેશમાં,
સુતે મીઠું વેર વાળવા ઉખાડવા પિતાને,
જડમૂળથી, મૂક્યો આખુ મૂળુ–દરૂપાશમાં૦— ૧૩

નાચવા કૂદવા માંડયો ઉંદુર શિવને શિરે,
જે ધાર્યું તે કર્યું માથે લવ્યો જોઇ મૂળુ ઉરે૦— ૧૪

'આ મહાદેવ ન હોય જે મે સૂણ્યો પુરાણમાં,
'અદ્ભુત શક્તિ તોય કાં ન ઉંદર હઠવી શકે?

'ઉત્પત્તિ, સ્થિતિ, નાશ વિશ્વ તણાં કરનાર જે,
'તેના ઉપર ત્રાસ ઉંદરડો ચલવી મૂકે'!૦— ૧૫

ક્યાં તે શિવ મહાદેવ વિભુચેતન જગકર્તા!
ક્યા આ પત્થરદેવ છિન્ન, જડ, ઉંદરે ડરતા!!
ક્યાં તે શિવ મહાદેવ સચ્ચિદાનંદ અરૂપી!
ક્યાં આ પત્થરદેવ અસદચિદસુખ કુરૂપી!!
તજી એ શિવ પરમાત્મને અજ્ઞ અશિવ આ શવ પૂજે;
ઇન્દ્રિયસક્ત, ધીકૃપણને જડ સિવાય પર શું સૂઝે?૦— ૧૬

'ઊઠો બાપુ' ઊઠો બાપુ! જુઓ આ શિવજી પરે,
સવારી ઉંદરે કીધી, શકે ને ખેસવી ન રે'!૦— ૧૭

કુશકા સુણી સુતની તાત ઊઠયો,
ભલુ બુરૂ જલ્પી શિશુ માથ રૂઠયો,
'મહામૂર્ખ તું નાક મારૂ કપાવે,
'કુતર્કો મહાદેવ સામે ઉડાવે!!'૦— ૧૮

'કલિયુગમા સાચા શિવ ખાસ,
'વસે પાર્વતી સહ કૈલાસ,
'અહીં મૂર્તિમા ધરવો ભાવ,
'માની તેને શંકર સાવ.'

આ ધમકીથી મૂળજીનું થયુ ચિત્ત નારાજ,
પ્રકાશ-પ્રાર્થી છોડને, ઢાંકણુ શું સુખભાજ?૦— ૧૯

મૂળજીએ અસત્ય શિવ આ નિશ્ચાથી જાણ્યો,
સત્ય શિવ ઢુંઢવા ગિરિવને સિધાવ્યો,
ભેખ ધરી **દયાનંદ** થઈ મર્મ માપ્યો,
વેદજ્ઞાન થકી શુદ્ધ શિવવાદ સ્થાપ્યો૦— ૨૦
'વિશ્વના શિવને કાજે, દયાનંદે શું ના કીધું?!!
ઝેર પી પ્રાણને મૂકે, શિવ-પૂજા-સુધા પીધું'!!૦— ૨૧

## ૧૧૩ બ્રિટિશ રાજ્યના ઉપકારો.

( અબ તો ચેતીયોરે તુમ હો ભારતરાજદુલારો. )

બ્રિટિશ રાજયના રે,ઇંગ્લશ તાજના રે ભાઇઓ' માનો બહુ ઉપકારો૦—ટેક.
આર્યાવર્તમાં આ રાજ્ય પહેલાં કેવો વર્તતો ત્રાસ'!
ધર્મ, કર્મ, સ્ત્રી, સંતતિ, સંપત્તિ, સૌનો થાતો નાશ૦—બ્રિટિશ૦ ૧
ઘોરી, ગુલામ, ખૂની, તઘલખ, ખીલજી, મોગલ શાહ,
તૈમુર, નાદિર, આવી આવીને ગયા પડાવી આહ૦— બ્રિટિશ૦ ૨
લાખો સસ્કૃત લાયબ્રેરીમાં ઘોર લગાડી લાય,
પાના બાળી ના'વાનાં જળ કીધાં ગરમ સદાય૦— બ્રિટિશ૦ ૩
એક હાથમાં કુરાન બીજે હાથે લઈ તલવાર,
દ્વિજ વટલાવી મણુ જનોઈ તોળી કંઈ કરતા આહાર૦—બ્રિટિશ૦ ૪
લાજ લૂટાતી અનેક અબળા સતીની ભરી બજાર,
કઇ સતીઓની ચેહે આંતડી કરતી હાહાકાર૦— બ્રિટિશ૦ ૫
માતા મહારાણી વિકટોરીઆ તણો થતાં અધિકાર,
રામ, યુધિષ્ઠિર રાજ્ય-ઉપાનો આવ્યો મંગળ કાળ૦— ૬
પિતા એડ્વર્ડે કરી દીધું સુદર શુભ્ર સવાર,
ભૂપ જ્યોર્જનો પ્રતાપ-ભાનુ તપે મધ્ય નભ સાર૦— ૭
ધી, શ્રી, સ્ત્રી કમલિની હવે રહી ખીલી સકળ સસાર,
આનંદ, મગળ, સુખ, શાન્તિ વર્તી રહ્યાં હર ઘરબાર૦— ૮

---

## ૧૧૪ બ્રિટિશ રાજ્યથી સમાજની સલામતી.

( અબ તુમ ચેતીયોરે. )

આર્યસમાજની રે સલામતી બ્રિટિશ રાજ્યથી જાણો,૦—ટેક.
સર્વ અવૈદિક મતની સામે કરે પ્રચાર સમાજ,
કારણ ધર્મ તણું સ્વાતન્ત્ર્ય મળ્યું સૌને આ રાજ્ય૦—આર્ય૦ ૧
નહિ તો હિન્દુ, કુરાની, કીરાની લઇને ધોકા હાથ,
કચરી નાખે મૂઠીભર આર્યોની શું છે વિસાત ?૦— આર્ય૦ ૨
મુસલમાન, ઇસાઇની શુદ્ધિ આર્યસમાજે થાય,
સુલેહ જાળવા રાખે કોમો એ આ રાજ્યનો ન્યાય૦—આર્ય૦ ૩
નાતજાત રૂઢિ રાક્ષસી સામે આર્યઋષિ દે સાદ,
રામરાજ્ય આ ના હોયે તો કરે રાક્ષસી ખાજ૦— આર્ય૦ ૪

માટે સર્વે આર્યોનો છે પરમ ધર્મ આ વાર,
બ્રિટિશ રાજ્યના ભક્ત બની કરો રાજ્યભક્તિનો પ્રચાર૦—આર્ય૦ ૫
રાજ્યદ્રોહી હો કોઇ સમાજી તેને કાઢો બહાર,
બોલો હિપ્‌હિપ્‌ હુરૂરે નૃપતિ જ્યોર્જનો જયજયકાર૦—આર્ય૦ ૬

---

૧૧૫ એક પત્નીવ્રત.

( આશાવરી. )

એક પત્નીવ્રતપાન કરો નર એક પત્નીવ્રતપાન૦—ટેક.
સ્ત્રીને પતિવ્રત તેમ તમારૂં પત્નીવ્રતે કલ્યાણ,
જેવો દ્રવ્ય–ગુણોનો આપસમાં સુસબંધ મહાન્‌૦—કરો૦ ૧
તમે ચહો કે નારી અમારી હો સતી સીતા સમાન,
ઉદાહરણરૂપ રામ બનો ખૂદ પવિત્રતાનું પ્રમાણ૦—કરો૦ ૨
પાણિગ્રહણસમય માની ઉભયે સુપ્રતિજ્ઞા આણ,
કોલ એક બીજાનો તોડે તે છે પશુ હેવાન૦—કરો૦ ૩
શંકા પડતાં લાલ પીળા થઇ સ્ત્રીના હરે નર પ્રાણ,
પણ નર પરઘર ખર થાએ તો કાં સ્ત્રી ન લે નર–જાન?૦—કરો૦ ૪
બેન, પુત્રી, માનું કઇ સુણતાં, શા ચમકાવે કાન!
પણ ખૂદ હોયે સતી હરનારા રાવણના સેતાન૦—કરો૦ ૫
તમે પવિત્રજ તો તમ પત્ની સતી રત્નગુણખાણ,
શુદ્ધ સૂર્ય તો પ્રભા નિર્મળા ઉજ્જવળ યશોનિધાન૦—કરો૦ ૬
પતિપત્નીવ્રત પાવન ચરિતે બને શ્રેષ્ઠ સંતાન,
સ્વચ્છ સ્વાતિ–બિન્દુ છીપનીથી મોતી મહામૂલ્યવાન૦—કરો૦ ૭
જેના માતૃપિતૃનાં બુદ્દ–રજવીર્યે અનીતિમાન,
તેના સુત પત્નીવ્રત ચૂકી થશે વિષયીલા શ્વાન૦—કરો૦ ૮
નિજ પત્નીનાં અંગઅંગને દો અમી–કુંપ ઉપમાન,
પ્રાઈ પ્રાઇ તેના રસઘુંટડે લીઓ અમરતા લાણ૦—કરો૦ ૯

---

## ૧૧૬ પત્નીવ્રતી ભરથાર

( આશાવરી )

પત્નીના થવું વ્રતી ભરથાર,
જ્યમ પતિની છે સતી નાર૦—પત્નીના૦ ટેક.
તમે બનો 'ફરહાદ' તો 'શીરી' તમ કબરે સુનાર,
'મજનું' થાનારા પાછળ નહિ કમ 'લેલી' મરનાર૦— ૧
સત્યાગ્રહી હરિશ્ચન્દ્ર તો ત્રિયા તારા વેચાનાર,
રામ–દિલે પરસ્ત્રી હરામ તે સીતાનો હૈયાહાર૦— ૨
સ્વામી–સૂર્ય જો નિજ વ્રત–નિયમે, સ્થિર સદા રહેનાર,
તો પતિ આકર્ષણે સ્ત્રી–પૃથ્વી ઘેલી ઘેલી ઘુમનાર૦— ૩
લાખ નદી ભેટે પણ સાગર ચન્દા વિણ સૂકનાર,
તોજ ચાંદની નિશિ નિશિ ખીલી પ્રિયને રમાડનાર૦— ૪
ચુંબક–પ્રેમ વિના લોહુ નહિ અન્યથી ખેંચાનાર,
અયસ્કાન્ત મણિ તોજ લોહ વિણુ ન અન્યને ચુંબનાર૦— ૫
જો વ્યભિચારી પુરૂષ ન તો ક્યાંથી વ્યભિચારિણી નાર ?
શુદ્ધ, જ્ઞાની જીવ તો ઇન્દ્રિય શું કદી વિષયી થાનાર ?૦— ૬
જે નર નિજને ભ્રમર ગણી ફૂલી ફૂલે ફૂલે ફરનાર,
તેની સ્ત્રી કલિ કળી ન કાં કરે પરઅલિથી વ્યભિચાર ?૦— ૭
જેમ બેન, પુત્રી, મા, સ્ત્રી બગડે મરૂ મારૂ નર થાય,
ભાઇ, બાપ, સુત, પતિ બગડવે કાં સ્ત્રી ન દડ દેનાર ?૦— ૮
પતિપત્નીનો દૂધપાણીવત્ અખંડૈકરસ હાલ,
એક વિકારે બને બગડે શુદ્ધ રહેથી સુધાર૦— ૯

---

## ૧૧૭ રાંડ ઉપર જોર છે.

( ગજલ )

હીજડા કંઈ માટીડાનું રાંડ ઉપર જોર છે,
દૂબળા સિપાઇડા જ્યમ ઢેડવાડે શૂર છે૦— હીજડા૦ ટેક.
ચાકરીમાં ઉપરીનાં ખાઇ ઠેબાં ખૂટનાં,
ઘેર આવી તે ગુસ્સાનું રાંડ ઉપર જોર છે— ૧

'ડેમ ફૂલ રાસ્કલ'ની ડીગ્રી રોજ શેઠથી મેળવી,
તે ખિતાબી આણુ દેવા રાંડ ઉપર જોર છે૦— ૨
ખચ્ચર ખુશામતી થઈ હજુરના, પીઠે ચાઠાં પાડતાં,
ભુંકી લાત, ગડદા મારવામાં રાંડ ઉપર જોર છે૦— ૩
કુજીઆ ઉછીના લઈ ઢીંઢાં નિજનાં કરાવી ખોખરાં,
તે બદ્દલ એ સાંઢ કેરૂ રાંડ ઉપર જોર છે૦— ૪
રાંડી પુતર શાહજાદા બની મૂછો મરડતા,
માચીના એ માકડોનુ રાંડ ઉપર જોર છે૦— ૫
પરસ્ત્રી, વેશ્યાથી વટલેલા વિષયીલા શ્વાનનુ,
ઘર–ખૂણે ઘુમટે ઘુસેલી ઘુંસ ઉપર જોર છે૦— ૬
ગણી છાણુ પાંઢા બાપડીને, રડે તો દઈ ડુચો,
મૂંગે મોઢે મારવામાં રાંડ ઉપર જોર છે— ૭
એક પર બીજી, ત્રીજી સ્ત્રી કામી વૃદ્ધ છતાં કરે,
પળાવા વૈધવ્ય જુલ્મે, રાંડ ઉપર જોર છે૦— ૮
જૂઠાં સહસ્ત્ર તને કહું તુજ એક સત્ય ના સૂણું,
તીસ્‌મારખાં તેવા થવામાં રાંડ ઉપર જોર છે૦— ૯
આ પહલવાનોએ પરવાનો ખુદાથી શું લીધો?
કે ભાંડવત્ આયલે અખાડે રાંડ ઉપર જોર છે૦— ૧૦



# નારી મહત્વ.

## ( ઈંગ્લિશ કાવ્યો પરથી. )

ભલે સર્વ વિશ્વનુ રાજ્યય મળી જાય,
તથાપિ વિના સ્ત્રી, જન ભિક્ષુ કહેવાય,
પરન્તુ ભિખારીની મદુલીની માંહ્ય,
ગુણાલંકૃત સ્ત્રી છે તો તે બાદશાહ.

( કાઉપર )

મને જો પૂછો તો હુ કહું પાડી સાદ, કે હું સ્ત્રી તણો છુંજ દાસાનુદાસ.
નિરાશા, ઉદ્દેગોનો સ્ત્રી વિણુ શિકાર, ગમે તે કહે કોઇ સૌના એ હાલ.
બિચારા પુરૂષની અવસ્થા શી થાય ? જો રાખે કો તેને વને, દ્વીપ માંહ્ય;
છો સમ્રાટ્ કરતો કરોડો પર રાજ્ય, દશા તેની કેવી વિના ભાર્યાજ ''
અદષ્ટપાર અકૂપારમાં જેમ નાવ, ખલાસી કે સઢહીણુ વ્યાકુળ સાવ;
ન જેના ઉપર તારકા ઘે પ્રકાશ, ને જેને કિનારાની ઝાંખીની આશ
સમુદ્રે અફાળે પ્રબળવેગી વાત, પર્યાકુળ ત્યમ નારી વિણુ નરની વાત,
ન તેના જીવનવન મહીં કંઈ લીલાસ, ન કોના શીતળ પ્યારપૂર્ણ ઉચ્છ્વાસ
ન પાડે કો મૃત્યુ પછી અશ્રુધાર, ન લેશે કો હૈયાનો ઊંડો નિઃશ્વાસ,
અતઃ જ્યાંસુધી પ્રકૃતિદેવીનુ રાજ્ય, પ્રકાશિત કરી રહી સ્ત્રી તેને સાક્ષાત.
જો તમ ભાગ્યે નહિ કોઇ યુવતીનો પ્યાર, માના પ્રત્યુપકારે કરો સ્ત્રી-સત્કાર.
અનુગ્રહ છે તેનો સુખદુઃખે અમ સાથ, તેમાં છે અમારાં આદરમાન ખ્યાત
ધરી નમ્રતા પૂર્ણ સ્ત્રીશક્તિ પાસ, ગુરૂત્વ, મહત્વ તેના માનો ખાસ.

( હોગ. )

થયા જ્યા સુધી ના આદમના વિવાહ, હતુ સ્વર્ગ તેને દિલ કાટાનો વાસ.
ગીતો દેવતાનાં, પક્ષીના વિરાવ, કુસુમહાસ્ય, પ્રાતર્વાતય સૌ ઉદાસ.
તે ફરતો વિપન્ન ન લેતો નિઃશ્વાસ, હવ્વા આવી કે સર્વ દુઃખનો થયો નાશ,
બન્યુ હાવે નન્દનવન આનન્દાગાર, તેમાં મ્હાલે આ બંને પખી-નરનાર''

( કેમ્એલ. )

યદિ કોઈ નારી ન રે'શે સંસાર, તો એવો દેખાશે તે નિર્જન નિઃસાર,
જેવો મેળો જ્યાં ના ક્રયવિક્રય લગાર, ન કોઈ મનોરંજક વસ્તુ મળનાર.
તેના મીઠા મલકાટ વિણુ સૃષ્ટિ સર્વ, થઇ જાય એવીજ નિષ્ફળ વ્યર્થ;

જેવી રીતે આત્મા વિનાની આ કાય, વિના પુષ્પફળ વૃક્ષ, શાખા, લતાય.
શાન્તિહિણી પ્રજા, પાણી વિણુ કાસાર, વિના નાયક દુર્ગ, પાણા વિણુ પ્રાસાદ;
યદિ સ્ત્રી ન હોતી તો પ્રીતિ ન થાત, વિના પ્રીતિ આનંદ ક્યાંથી મેળાત ?
જે સુખ છે સંસારે તે સ્ત્રીનો પ્રતાપ, છે કાન્તિની રેખા તો તેનો પ્રભાવ.

( ક્રિસ્તોવલ દ કાસ્તિલેયો. )

વિધાતાએ સ્ત્રીને તે કારણથી ઘડી, કે ઉત્તમ સંતાનોને આપે તે જણી;
પુરૂષનો કૃપાળુ પરમ મિત્ર થાય, પ્રીતિઅભિનિવેશે નરસુખ ચાલ.
ગૃહાશ્રમની ચિન્તાને તે દૂર કરે, પુરૂષનાં બુદ્ધિશ્રમનાં કાર્ય કર ધરે;
અધિકતર તે કારણ કે મનુજાતિને, દ્વિતીયાશ્રમે ભૂષાલકૃતિ દે.
જે આ ઉચ્ચ ઉદ્દેશેથી સ્ત્રી–જાતને, ચાહે પાડવા મૂઢ, મૂરખ, ખર તે.

( ફ્રોર્ડાઇસ. )

જો લગ્ને પ્રીતિ સ્હાય શાન્તિ છે પ્રાપ્ત, તો સ્ત્રીથી આહ્લાદક નહિ વસ્તુ જગજાત;
છે સત્ય–પાવન પ્રેમની પ્રાપ્તિ જ્યાં, ખરૂ સ્વર્ગ અદ્દ્ભુત ઉતર્યું જ ત્યાં.
જ્યાં વહે સ્ત્રીની પ્રીતિરૂપ આનદી જળ, બને ત્યાં સુરમણીય નંદનવન સ્થળ.

( કાઉપર.)

રૂહે વિવાહાનદેથી હીન, મૂઢ જન, અમે કહીએ એ લ્હેર લેતા હરક્ષણ;
કે શુદ્ધ ચિત્ત સમજે વિવાહ આદર્શ, તો છે તેજ તેને આ સસારે સ્વર્ગ.

( કૌટન. )

છે વિવાહ ઉંચી પાઠશાળા એક, જેમાં પુણ્યની વિદ્યા શીખાયે નેક;
જો કે ભાર ચિન્તાનો લગ્ને પડે, કિન્તુ પ્રેમાનન્દે જરા ના નડે.
જગત્ કેરી વિવાહ દીક્ષા છે માત, તેથી રાજ્ય પ્રતિષ્ઠિત, નગરી આબાદ;
છે મન્દિર ભરપૂર ને લીલાલ્હેર, કિં બહુના ? સકળ સ્વર્ગ સમૃદ્ધિ ઘેર.
છે બ્રહ્મચારી તે માખીની સદશ, જે ખાઇ મીઠાઇ એકાકિની ખુશ;
પરન્તુ છે તેનુ તો જીવન બરબાદ, ઉદાસીનતામાં વીતાડે દી રાત.
ગૃહસ્થ મધમાખી સમો બાંધે ઘર, મધુ સગ્રહે ફરી સઘળે ફૂલફળ;
મહારાજ્યના પાયા નાખે તે હાથ, બધી દિશામાં સેના પ્રેષે થઈ નાથ.
કરે દેશજય શાન્તિ ફેલાવે માથ, વધારે સમાજોનાં સુખચેન સાથ.

( જરમી ટેલર. )

ઘણા મન્દબુદ્ધિ કવિઓએ નકામ, કરી છે સ્ત્રીજાતિને ખોટી બદનામ;
ક્ષુદ્રો તે કૂહે, કે 'સ્ત્રી મોંઘી તકલીફ, સડેલી બ્યાધિ, સાપણુશી ઝેરીલીજ'.
પ્રજ્ઞો એવા કુકવિઓને દે ધિક્કાર, ઘૃણિત આંખે લેખે તે કથનો નિ સાર;

કર્મ–ફળથી મળતી સૌ વસ્તુ સંસાર, પણ ઈશ્વર–કરૂણાથી સદ્‌ગુણશાળી નાર.
જેને છે સ્ત્રી–કોકિલા નિજ ગૃહોદ્યાન, તેને દુઃખનો સ્વર સ્પર્શે શુ કાન ?
જો સ્ત્રીની જીહ્વા પર રહે નરનાં કામ, તો સુમતે ભરાયે આ સંસાર તમામ.

( પોપ. )

ગાદીના શ્વાનો કરતાં લૂણહલાલ, તલવારોની સામે રક્ષંતી એ ઢાલ;
છે ભવ્ય પ્રાસાદના સ્તંભથી દૃઢ, નરનૌકા કેરો એ લ્હેરાતો સઢ;
ભગ્ન નૌના આશ્રિતને જયમ કિનાર, તેનાથીય પ્યારી જીવનનો આધાર;
છે સન્તાનોથી એ વધુ પ્રિય પ્રાણ, કાળી રાત પાછળ ઉષાની સમાન;
રણરાની તરસ્યાને જેવું સુધાપાન, તેનાથી અધિક મિષ્ટ દેતી સુખદાન.

( યંગ. )

નથી ગાતો મહિમા હું સ્ત્રીનો એ માટ, કારણ કે અતિ સુંદર છે તેની જાત;
નથી કરતો પ્રીતિ હું કેવળ તે કાજ, કે મનુષ્ય જીવનનો સ્ત્રોત સાજ.
પરતુ હું પૂજ્યા માનું છું તે માટ, કે સ્ત્રીત્વ–કૃપાથી મનુષ્યત્વ ખાસ;
સૌ ઉત્તમ ગુણો કેરો તે છે ભંડાર, છે સાક્ષાત્ તેણી લક્ષ્મીનો અવતાર.
ભર્યા ઈશ્વરે તેમાં એવા ગુણ સાર, જેના બળે તુચ્છ નર ઘે દેવોને હાર.

( હેરિસ ટીમ. )

પ્રિયદર્શનતા, વિનોદ, શીલતા, પ્રજ્ઞા કે પ્રભામાં,
તાકાત છે કે કરી શકે મનુષ્ય સ્ત્રીની સમાનતા ? !
શક્તિછે તેણીની જે વિદ્વાન્ વિપશ્ચિત્ જનોનાં,
ચિત્તોથી દૂર કરે ચિન્તા ઉદાસીનતા.
વિપશ્ચિત્ જનોની શ્રમિત ઇન્દ્રિયોને, કરે પુનઃ વિગતશ્રમ તેણીની સત્તા,
ગૃહ–કયારડામાં મલકાતે મુખડે આનદનાં ફૂલડાંની કરી નાખે વર્ષા.
પૂછે કોઇ બતાવો ઉદાહરણ, પવિત્રતા, લલિતતા, પ્રેમ કરૂણાનું,
બતાવશું નિજ ભગિની, કન્યાઓ, માતાઓ, ને પત્નીઓરૂપ ચેતન નમુના.
દિવ્ય ગુણોથીજ છે સ્ત્રીનુ સૌન્દર્ય,પ્રકાશ લ્યે તેનાથી જન અસભ્યમાં અસભ્ય,
શોભા લ્યે તેનાથી જાતિ સભ્યમાં સભ્ય.

( ગિજબોર્ણ. )

સૌન્દર્યથી સ્ત્રી સદર્પ થાય, ઉત્તમ ગુણોથી તેણી પ્રશંસાય;
લજ્જાથી દિવ્યા દેવી બની જાય, માતૃશક્તિથી છે જોગમાયાય.
રાખી પ્રભુએ સ્ત્રીના નેત્રમાંહ્ય, અદ્‌ભુત દીપકની જ્યોતિની ઝાંય;
ભૂલ્યા ભટકયા જન એ જ્યોતિ–આધાર, શોધી લ્યે દુષ્પ્રાપ્ય સ્વર્ગનાં દ્વાર.

( વિલ્લીસ. )

ઓ દેવિ ! ઓ સૌન્દર્યે એકાધિકાર!
છો અમથી સુંદર તે માનો અમ આભાર.
અમારૂ કરીને અમે દુર્દર્શન, બનાવીએ તમને ચારૂ સુદર્શન;
તમે સુંદર બનવાના કરતાં પ્રયત્ન, તે તમ ખાતર રહીએ અમે બદસુરતન.
કઢાવી નાખીએ અમે નિજના કેશ, ને શોભાવા દઇએ તમારો કચ–વેશ;
તે કારણ રહે ગોરા ને કોમળ તમ હાથ, કે કાર્યો પરિશ્રમનાં કરતાં અમ હાથ.
અમે આપ્યા તમને બહુ મૂલ્ય શૃંગાર,સોના, રૂપા, મોતી, હીરા અલંકાર;
રેશમ, હીરનાં, રંગીબેરંગી અંબર, પ્હેરાવ્યાં તમને અમે સાદા રહ્યા નર.
સુરજની જ્યોતિ તમને આપી સાર, અમે માથે ઓઢયો રાત્રિનો અંધકાર.

( ડોરન. )

રહે છે સદર્પા વિદગ્ધા સતી સ્ત્રી,
કારણ તેને પાતિવ્રત્યની છે શ્રી.

( લૉર્ડ બેકન. )

છે તારાગણ આકાશના કિર્તિ–કાવ્ય,તો છે સ્ત્રીઓ પૃથ્વીનાં કાવ્યો સંભાવ્ય;
ભૂના તારાગણ શુભ સુંદર સતી નાર, છે તેને કર માનવના વિધિનો નિકાલ.

( હારગ્રેવ. )

વ્હાલીના ક્રોધે છે નમણો કઈ નેહ, સખ્ત ગરમી પાછળ જયમ મીઠો મેહ;
ગુસ્સે થાય ત્યારે ન જુવે મુજ પર, જાણે છે કે નહિ ક્રોધ ટકશે ક્ષણભર;
મળી જાય ભૂલથી જો આંખોથી આંખ, મલકી જાય મુખડું બને ગુસ્સો રાંક.

( સદે. )

ન હોયે જીહ્વા મુગ્ધા કન્યાને મુખ,
ભાવો માત્ર દેખાડે અન્તઃ સ્વરૂપ.

( શેક્સ્પીઅર. )

કટકમય શાખાને દે સુંદરતા ફૂલ,
નિર્ધન ઘરને ત્યમ સુંદરી કરતી સ્વર્ તુલ્ય.

( ગોલ્ડસ્મીથ. )

જેવી રીતે સુંદર વિમળ દર્પણ, દ્રષ્ટાને યથાર્થ કરાવે દર્શન,
તેમજ થાવું સ્ત્રીએ પતિનું દર્પણ, તેના દુ:ખે દુ:ખી પ્રસન્ને પ્રસન્ન.

( ઇરસ્મસ. )

નહિ નહિ ખજાનો સિન્ધુનો અનર્ઘ એટલો,
આનંદ થાય સ્ત્રી–પ્રીતિથી જનને જેટલો;

ઉદ્યાનવર્તી નિમન્ત્રણુ ગૃહરૂપ સ્ત્રી સતી,
જેને દઇ રહી સુગંધિ કુસુમની કળી;
કામિત્વ તો સૌન્દર્ય, આડમ્બર હોવા છતાં,
છે તે ગૃહની તુલ્ય ગંદા ખાળ પાસના.

( મિલ્ટન. )

કરીએ ન સ્ત્રીથી પ્રીતિ કેમકે તે પ્રજ્ઞાવાન્,
પણુ સૌન્દર્ય, સૌહાર્દ, યૌવન, સદાચાર કાજ.
છે વક્રતા, હઠાદિ તેના દોષ મનહરા,
બનાવે તે વિશેષ ચિત્તાકર્ષક ખરા.
છે જો તે બુદ્ધિમતી તો દઇએ વધારે માન,
આદર ને પ્રેમ તેણીમાં અમ દૃષ્ટિથી મહાન્.
પણુ ખેંચતી જે વસ્તુ ચિત્તડાંને તેની કોર,
નહિ તેની સૂક્ષ્મબુદ્ધિતા પણુ જાદુ છે તે ઓર.
જે છે ભર્યું સ્ત્રીજાતિમાં ન તેને વર્ણવાય,
જાદુગરા કે વીરલાને જાદુ તે જણાય.

(ગેટી. )

અધુરો છે પુરૂષ જ્યાં સુધી કરે ન તે વિવાહ,
કારણુ કે સ્ત્રી તેનોજ છે શ્રેયાન્ અર્ધ ભાગ.
છે પ્રેમજળ ભરેલ તીર્થ સાધવી સન્નાર,
પ્રભુ મોકલે યાત્રાએ તેની પુરૂષને સંસાર.
નરરૂપ તરૂવર તણી તે ઝુલતી છે ડાળ,
પોષાય ના પૂરી તો વિશ્વે થાય ના ફળફાલ.
જેની કને સ્ત્રી-કોષ ના ( પિતૃ ) ઋણુ તે ન દઇ શકે,
નિજ નામ જગતમાં ન સ્થિર રાખી તે શકે.
વિધાતૃલિખિત સોનેરી પદાવલિ છે સ્ત્રી,
ઉકેલી ને સમજી શકે તે દેવતાની ધી.

( શર્લે )

શીખે ન પુસ્તકથી સ્ત્રીઓ, વિશ્વ તેમનો ગ્રન્થ,
અવલોકન શક્તિ થકી ચીરે જ્ઞાનનો પંથ.

( રૂસો. )

સંસારવાટિકામાં નારી સૌથી શ્રેષ્ઠ ફૂલ,
રમણીયતા, સુગંધિ, લલિતતા, તેની બહુલ.

હા ! શોક ' કે તે મધુરત્નકૃત્રી શુદ્ધ મૂર્તિને,
દુઃખ, શોક, મૃત્યુ, આદિ તણી હાય ! ભીતિ છે.
છે પુરૂષો કઠણુ ભલે તો તે ઉઠાવે દુ ખ,
પરતુ તે કુસુમડીને હો સદાય સુખ.

( થેકરે. ) ·

સુવિનીત સ્ત્રી પતિનો પરમ સ્નેહી મિત્ર છે,
ઇશ્વરીય નિયમશી સચ્ચાઇ તેની ખચિત છે;
હિમધવલા પવિત્રતા તેમાંથી નિ.સરે,
જેવો પ્રકાશ દિવ્ય શરત્પૂર્ણિમા ઝરે.
વિશ્વાસ પૂર્ણ છે પતિનો તેની ઉપરે,
હાજર કે ગેરહાજર હો નચિંતો રહે,
હોવાથી ઘેર એવો મન્ત્રી અભય થઇ ફરે,
સ્ત્રી પણ અધિક વિશ્વસનીય થવા શ્રમ કરે;
ચલાવશે નિજ કાર્યે અલ્પ વ્યવ થકી ખરે,
સદાય શુભ કરે પતિનું હાનિ ન જરીએ;
મુકુટ જે કીર્તિનો બનાવ્યો તેણે નિજને હાથ,
ઝુકીને સર્વ લોક ધારશેજ તેને માથ;
તેણીનાં પુણ્યકર્મની સુગધિ સુવાસિત,
ફેલાશે મલયગિરિ પરિમલશી દશે દિશ.

( બીશપહોરન. )

ઓ મહાભાગ દેશની કન્યાઓ !
રાજ્ય કરી રહ્યાં છે સૃષ્ટિ પર તમારાં નયનો.
પણ યાદ રહે યથાર્થ સૌન્દર્ય છે સદાચાર,
ઉત્તમ ગુણ શારીરિક સુન્દરતાની સાથ.
મૈત્રી બાંધી દ્વિગુણ કરે તમારી રમણીયતા,
ને શ્રીદેવી રગે નવા પચરગે,
ત્યારે બસ તે સ્વર્ગનો અંશ સાર.
જે દૃષ્ટિઅગોચર અહીં અસાર સંસાર,
થઇ જાય પ્રત્યક્ષ નજરે સાકાર.
કરીને બધીએ પૂજાઓનો ત્યાગ,
નોછાવરીએ તમ નિગાહો પર હદ્ભાગ.

( યંગ. )

કેવળ કમલાનન બિમ્બોષ્ઠે કુરબાન,
માત્ર એણી દક્ પર ભૂલે નર ભાન;
કાલાતિક્રમથી જયમ જયમ મન્દ હોય,
મુખારવિન્દ, બિમ્બાધર હરિણેક્ષણની જ્યોત;
ત્યમ ત્યમ નરનો પ્રેમાગ્નિ શીતળ થાય,
ચર્મ–મોહ ચક્ષુ કેરી એ દશાજ,
પણ માનસિક પ્રેમ જ્યાં જ્યાં પૂજાય,
ત્યાં ભાવ પાવન શુદ્ધ સોહાય;
પ્રેમ પ્રતિદિન વધતો ત્યાં જાય,
ચર્મ્ય–સૌન્દર્ય ન તહીં આદરાય,
યૌવનબાગે હેમંત ઋતુ એક વાર,
આવે; પાછો નહિ વસન્તનો બહાર.

( કેરિયુ. )

આદમ પેદા થયો જગભક્તિ, શૌર્યાર્થે, હવ્વા સ્નેહ, લલિતતા, મનોહરતા કાજ.
આદમ કેવળ માત્ર ઇશ્વરને માટ, પણ હવ્વા પતિ આદમ તથા ઇશ્વર કાજ

( મીલ્ટન. )

અધુરો પુરૂષ નથી નારી, પણ તેનાથી વસ્તુ ન્યારી;
જો હોતી તેણી પુરૂષ સમાન, વિશ્વથી લુપ્ત પ્રેમ થાત તમામ.
સંબંધ સ્ત્રીપુરૂષનો નહિ સમાનતા પર, પણ વિભિન્નતા પર છે તે નિર્ભર;
તથાપિ સમય પર તે થાયે સમાન, પુરૂષ સ્ત્રીના, સ્ત્રી નરના ગુણો લ્યે મહાન.
પુરૂષ નિજ શારીરિક બળની સગાથ, આદર્શતા, મધુરતા, સુસ્વભાવતા કરે પ્રાપ્ત;
સ્ત્રી માતૃ–શક્તિના ધર્મની સાથ, ઉચ્ચ લક્ષ્યતા ધરાવે ભલી ભાત.
થાયે પૂર્ણ કવિશાં બંને દ્વિસ્વભાવ, કિન્તુ એક રસતામાં નહિ ભિન્નભાવ;
એવો બેનો મેળ સંપૃક્ત મધુર, જેવો શબ્દ અને રાગનો એક સુર.
આ રીત મળી એક બીજાની સાથ, શક્તિ પૂર્ણ લઈ જીવે જીવન વિખ્યાત,
લઇ ચાલુ આનદ વાવે ભાવીસુખ–બીજ, આ ભૂ પર નદનવનનો નાખે નીવ
વિશુદ્ધિ ને આનદ કરે ગૃહમાં રાજ્ય, આ સંબધે સર્વોત્તમ સતતિ સાજ.

( ટેનીસન. )

પુરૂષોના હૃદય પત્થરનાં, ને સ્ત્રીઓનાં તો મીણના.
તેજ આકૃતિ મીણની થાયે, જે પત્થરથી તે પર કૂટવામાં આવે.
એ રીતે દેખાયે અબળાની માંહ્ય, કોઇ કુભાવો તો વિચારો ત્યાંય;
બળથી, ધોખાથી વ્યપદેશે પુરૂષે, તેણીના દિલમા નાખી દીધા હશે.

તે માટે ના કાઢો સ્ત્રીઓનો વાંક, મીણુ પર કુમૂર્તિથી મીણુનો શું વાંક ?
વિશુદ્ધહૃદયા છે નારી તે કાજ, અલ્પ દુષણુ તેનાં થાયે દગ્ભાજ.
વિમળ જળમાં જેવી રીતે કીડા, કાચની ભીંતે ધૂલિ પરમાણુ ઝીણાં;
પણુ પુરૂષોનાં હૃદયો ઘન વન સમાન, ત્યાં શ્વાપદ છુપે ત્યમ પાપો તમામ.
છુપાવે ભૃકુટી ચડાવી નર પાપ, નારીનાં દુષણુ થઇ જાયે સાક્ષાત,
ચીમળાયે ફૂલ તો શુ ફૂલનો છે દોષ ? પણુ શિશિર વાનો જેણે આપ્યો શોષ -
તેમજ જો છે કાંઈ સ્ત્રીમાં દુષણુ, તો છે ઉત્તરદાતા પુરૂષગણુ.
( શેકસ્પીઅર. )

લેવા ચાહો યદિ કોઈ રાષ્ટ્રની સામાજિક,
અવસ્થા અને રાજનીતિનું પ્રમાણુ તો જુઓ.
તે રાષ્ટ્રે સ્ત્રીજાતિની માનાપમાને શી દશા છે ?
જણાયે પ્રત્યેક પાર્શ્વમાં પ્રભાવ તે તણો.
ભાર્યા અને માતા એ બે જાદુભર્યા શબ્દો ખરા,
સાંસારિક સુખો એ બે શબ્દમાં સમાય છે.
પર્યાલોચના કરીએ કોઈ કાર્યની ભાર્યાથી,
માતાનુ આજ્ઞાપાલન સુધર્મ મનાય છે.
ભલે વીતી ગયાં હોય વર્ષો સ્વર્ગધામ ગયે,
તોય માની આજ્ઞા શિરોવન્ધજ ગણાય છે.
ભાવ જે ગ્રહણુ કર્યો ઉદર ને છાતી થકી,
વૃત્તિઓ થકીય તે બલિષ્ઠ થઈ જાય છે.
કાં ન હોય નિયમ-પ્રણાલિ કંઈ કો દેશની,
સભ્યતાનો નિયમ સ્ત્રીઓને વશ હોય છે.
સ્વતન્ત્ર કે પરાધીન રાજ્ય તેણીને આધારે,
કારણુ કે જાતિભાવ સ્ત્રી-કરે લેખાય છે.
પૂજનીયા હો કે સાથી મન્ત્રદા સહનશીલ,
તેમનો પ્રભાવ અમ પર પડી જાય છે.
જે કંઈ તે ખૂદ હોય અમોને તેવા બનાવે,
કારણુ જેવુંજ હોય તેવું જગે કાર્ય છે.
વિધાતાએ સ્ત્રીના નૈપુણ્યથી અમ યોગ્યતાને,
તેની સભ્યતાથી અમ સભ્યતાને સાંધી છે.
અતઃપુરૂષ જ્યારે સ્ત્રીને પાડે છે હલકી,
ન્યાય અનુસાર પુરૂષોય નીચ થાય છે;

ઉન્નત સ્ત્રીને કરાય ઉન્નતિ જનોની થાય,
લતા, ડાળ પોષાયે કુસુમ ફળો ભાયે છે.
સૃષ્ટિના બે ભાગે પૂર્વ પશ્ચિમે નજર નાખો,
પૂર્વે અવનતિના નરક માંહી પતિત.
પશ્ચિમ ઉન્નતિ શિર, કારણ પૂર્વ સ્ત્રી,
પરાધીન; પશ્ચિમમાં તેણી સ્વતંત્ર સંમાનિત.

( માર્ટન. )

હે દેવી ! તુજને ધન્ય છે ! કરૂણામય તારો હાથ;
આપત્તિરૂપ વન ભયંકરે, ઉગાડે આનન્દ–બાગ.
જે નીચ તને ક્ષણભર માટે, ગણે રમકડું ક્ષુદ્ર તૃપ્તિ કાજે;
તેનુ હૃદય મલીન છે ભારી, તુજ ગુણ ના સમજે વ્યભિચારી.

( ક્રુસફૉર્ડ. )

સ્ત્રીની છાતી છે પુરૂષ જીવનનું ઝરણું, તે છે મનુષ્યત્વનુ તીર્થ તરણું;
તેણી લુછે છે આંસુડાંઓ ઉષ્ણ, અંતિમ શ્વાસોને કરતી શીતપૂર્ણ.
સ્ત્રી આ પૃથ્વીનો રમણીય પ્રદેશ, જેમાં વિશ્વાસ–દ્રુમ લ્હેરે હમેશ;
આનંદ–સુમનસ્ સરે સુરભિ સાર, હર્ષ–વિહગ કરે સુકલ વિરાવ.
શાન્તિ ને પ્રીતિની વહે જ્યાં સરિત્, ઉદ્વેગ કેરૂં ન નામ જરીક.

( બાયરન. )

પુરૂષને પ્રસન્ન રાખે છે સ્ત્રીની પ્રસન્નતા, કૂદી પડે છે નર સાથે ભવસાગરમા,
શીતહૃદય પુરૂષોની સાથે તેપ્રાય, નિજની કરતી હિમસચયમય કાય
પુરૂષ–દર્પ સાથે એ છે પરિણામ, કે તે થાય ક્રુદ્ધ કરે બહુ અપમાન,
પરન્તુ કોમળહૃદયા રે' તુષ્ણી શાન્ત, ખૂણામાં ઉભે લઇ ક્ષમા ભરી આંખ.
ચાહે બતાવા ન પતિનુ સ્ખલન, પ્રતીક્ષે કયારે કોમળ હો પિયુ-મન,
નીકળે પતિમુખથી પ્રેમાળો કો શબ્દ, ભેટી જાય ઉરથી વ્હાવી અશ્રુનદ.
સમજી અર્ધાંગી કરતો પુરૂષ પ્રેમ, સ્ત્રી પણ ઓવારે નિજને ધારી નેમ;
ત્યાગે પતિ તોપણ તે દૃઢ ભક્તા થાય, કર્દમ શિલા પાસે તૃણ દીર્ઘ થાય.

( કાવે ટ્રી પેટમોર. )

નિર્જનથી નિર્જન શીતાર્ત શિલોચ્ચયો પર,
વસન્ત પોતાનો બ્હાર પૂર્ણ પ્રકટાવે છે.
પોષ તણા ઓસથી, જ્યેષ્ઠના ચંડ તાપથી
સુકાએલી ઔષધિ ત્યાંની લીલીછમ થાય છે.
એ પ્રકાર પત્થરથી પત્થર જનનું ચિત્ત,

સ્ત્રીનાં આંસુડાંઓ દેખી પીગળીજ જાય છે.
ઉદાસીમાં ઉદાસી પુરૂષ તણો આત્મા,
તેનું મંદ મલકાવું જોઇ મોહી પ્રફુલ્લાય છે.

( બોમેન્ટ. )

રાત્રિની ચાંદની શી! પ્રભાતની ઉષા શી!
ઓસની ખંડિકા શી! કંટકનાં મોં પણ મોતીઓથી ભરી દેતી.
જણાયે તે રાત્રિ અંધારી, ને તે દિવસ ઉદાસ,
જો ન કરે હૃદયને શીતળ તારાં લોચનની દિવ્ય જ્યોતિ.
શોક–શંકુ ચાલ્યો જાય હૃદયની પાર, નહિ હોય ઠંડો તે દારૂણ ઘાવ,
મધુરીનાં મધુઓષ્ઠપાનના વિના.
અબલે! છે જાદુ તારા તનમાં આત્મામાં,
દર્શાવે તુજ જ્યોતિ અમોને શુભ માર્ગ.
ઉષ્ણથી ઉષ્ણ પ્રદેશે, શીતથી શીત દેશે,
તું છો ત્યા ઉપસ્થિત તો, આનદ, શાન્તિ, નદનવન.

( થોમસ મુર. )

તારૂંજ કામ છે હૃદય–મૂર્છાનું થામવું દેવી!
તારૂંજ કામ છે દુઃખીયાં આંસુનું લૂછવું દેવી!
આશાનુ નામ ન હોય આશ્વાસન ભારે,
તારૂજ કામ છે ઘાનુ રૂઝાવવું દેવી!
તારાથી છે સસારની શોભા, જીવનનો આનંદ,
તુંથીજ સસારોપકાર તેમાંજ પ્રસન્નતા તારી.

( ગ્રાહ્મ. )

સુતનુ! કવિ ને કવિવરોનુ ગૌરવ તુંજ,
તારે મુખ કાન્તિ ન તો પુણ્ય લુપ્ત થાય છે;
તારા પુણ્યભાવ પર દોષ જો જરાક આવે,
પુરૂપ પતિત બસ પાપી થઇ જાય છે;
નારીની પવિત્રતા છે ભરતી નરોન્નતિની,
તમે રક્ષો ન તૂને તો ઇશ્વર ઉપાય છે;
તમારી પદવી અને સતીત્વને સ્થિર સ્થાપો,
આખી કોમને બચાવી રાખો કવિ ગાય છે.

( પામર. )

ઇશ્વરીય જ્યોતિ સ્ત્રીની દૃષ્ટિમાં ઝળકી રહી,
તેણી મિષ્ટ સરિત્ જ્યાં પતિ તૃષા ખોય છે.

ઇશ્વરની સર્વોચ્ચ, દયામયી, પુણ્યાત્મ પત્ની,
પતિ કેરી પૂજનીયા દેવતાને યોગ્ય છે.
શ્રેષ્ઠ ગુણુ-મૂર્તિ, પતિના હીરા, રત્નોની નિધિ,
સ્વરમાં માધુર્ય મલકાટે હર્ષ પ્રેમ છે.
તેણીની છે ભુજલતા પતિનું શરણુ વળી,
સ્વસ્થતાની ઔષધિ સંજીવની અમોઘ છે.
શ્રમ તેનો પતિ ધન, અલ્પ વ્યયતા તેણીની,
પ્રબન્ધકર્ત્રી સરસ સ્વામીનો સુભોગ છે.
તેણીના અધર પતિ મન્ત્રી તેની પ્રાર્થનાઓ,
શ્રેષ્ઠ સહાયિકા અહીં તહીંય અમોલ છે.
( જરમી ટેલર. )

આત્માની કુંચી છે માતાને હાથ,
નીતિ આચારે મારે સચાઇ છાપ,
પશુથી પુરૂષ બનાવે તે કાજ,
દેવો જોઇએ માને જગરાણીનો તાજ. ( આર્ટ્વ )

---

૧૧૯ માતાપર જીવનનો આધાર.

( આશાવરી. )

જીવનનો માતા પર આધાર,
ફૂલ, ફળ, ને વેલી ડાળ૦— જીવનનો૦ ટેક.
દસ અધ્યાપક તુલ્ય એક ગુરૂ સો ગુરૂ તુલ્ય પિતાજ,
હજારો પિતા તુલ્ય માત ગૌરવે કે' મનુ મહારાજ૦— ૧
**मातृदेव, पितृदेव, आचार्यदेव, अतिथिदेव,**
**मातृमान्, पितृमान्, आचार्यवान्, पुरुषो वेद०**— ૨
આ સર્વેમાં પહેલી પદવી મળી માતને સાર,
પ્લેટજ પૂર્વ છબીને શોભાવે બાદ બાહ્ય ઉપચાર૦— ૩
ઓછી વત્તી ભરતી જ્યમ ત્યમ ઉછળે પારાવાર,
ઉચ્ચ વેગી સ્રોત સ્રવીધારા તેવો ફૂટે ફુવાર૦— ૪
ગડગડાટ તેવો થાશે જેવો વીજનો ચમકાર,
લાવારસભર્યા પૃથ્વી બળે, બળે જ્વાળમુખ પહાડ૦— ૫
ધનુષની જ્યા જેવી તણાયે તેવો બાણુ ઉછાળ,
જેવી બંદુક, તોપ પ્રતાપી, તેવા ગોળા બ્હાર૦— ૬

આંબલીથી આંબલીઆ કુડા કેરીથી સહકાર,
શેરડીથી સાકર, ગુડ મધુરાં, કેળે કેળાં રસાળ૦— ૭
સિંહણમાંથી સિંહ નીપજશે, ખરીથી ખર ખરી વાત,
વિદુષી, વીરાથી પંડિત વીર, શૂદ્રાથી કુંભાર૦— ૮
રામ, કૃષ્ણ, બુધ, ક્રાઇસ્ટ, નેલસન, નેપોલ્યન સુકુમાર,
માતૃછીપનાં અણમૂલ મોતી જગશિર કિરિટ શૃગાર૦— ૯
ધરણી તુલ્ય જનની જેમ ત્યાં ખાતર, ખેડ સુધાર,
તેમ બીજ શિશુપાક થવાના ઉત્તમ, મધ્યમ, અસાર૦— ૧૦



## ૧૨૦ પત્ની દેવીની આરતિ.

( રાગ આરતિનો )

જયદાર! જયદાર! ઇશ્વિરી શો અવતાર દેવી,
ઇશ્વિરી શો અવતાર,
પતિપદ્મની ઉષા, પ્રેમરત્ન મંજૂષા,
ભૂમાં સ્વર્ગ સાકાર૦— જય.

સીતા, દમયંતી, તારા, રૂકિમણીજી, રમા, શારદા, પાર્વતી,
સહુ સતી અંગે વસતી પત્ની દેવતાગાર૦— જય૦

આશ્રમ સહબ્રહ્મચર્ય, વાનપ્રસ્થ, સન્ન્યસ્ત, ગૃહઆશ્રમ આભારે,
ગૃહ ગૃહિણીના ભારે ભાર્યા ધર્માધાર૦— જય૦

વર છે વર સહકાર તે પર કોયલ નાર,
પ્રણવોમ્ નાદ ટહુકતી, કુટુંબબાગ ગજવતી, કરતી કર્ણોદ્ધાર૦— જય૦

પંચયજ્ઞ મર્યાદ, કલત્ર વિણ બરબાદ, ઋષિપિતૃના કરજો,
ભરવા નર પર ફરજો, સ્ત્રી થકીજ ચુકનાર૦— જય૦

ધર્મ, અર્થ ને કામ, વધૂ-સ્ટીમરનાં ધામ, કરવા આ ભવબંદર,
પ્રમદા યાનજ શંકર લાગરે મોક્ષ-કિનાર૦— જય૦

'જાયા જ્યાં પૂજાય, દેવરમણ ત્યાં થાય,' આસવેણુનાં તાનો,
ઉરફોનોમાં તાણો ગાઓ વારંવાર૦— જય૦

જન-પ્રવાહની મૂળ સ્ત્રી આદિ કરણ ગંગોત્રી,
તેની આત્મજ્યોતિથી, ઉતારૂં આરતિ રતિથી, પત્નીવ્રત પીનાર૦—જય૦

—xx—

## ૧૨૧ દુઃખોજ શું સંસારમાં? નહિ સાર શું સંસારમાં?

( હરિગીત. )

બોલો ન એવું બાયલું 'દુઃખ માત્ર છે સસારમાં,'
પૂછો ન એવું ટાયલું 'શું સાર છે સંસારમાં'?
વિભુ સર્વને દુઃખી કરે એ વર્ણવ્યું ક્યા ન્યાયમાં,
આરોપ અર્પી ઈશ ઉપર આદરો અન્યાય મા૦— ૧
સુખદુઃખ કેરાં દ્વન્દ્વ સઘળે અનુભવમાં આવતા,
સુખ માત્ર કે દુઃખ માત્ર કોને કદાપિ નહિ ભાસતાં;
સુખ અંતરે છે દુ ખ સુખ પણ દુ.ખ અંતર લાગતા,
તે કારણે ભવ-સુખદુઃખ બંનેથી મુનિ છુટી માગતા૦— ૨
નહિ દાર્શનિકો કોઈ જગમાં દુઃખ માત્ર કથ્યા કરે
સુખની ગણુત્રી સાથ સુખદુ.ખ સેળભેળ લખ્યા કરે,
સુખદુઃખ ધર્માધર્મથી તે પુણ્યપાપ તણાં ફળો,
એ પુણ્યપાપથી છુટી સુખદુઃખ ઉભય તજી મોક્ષે મળો૦— ૩
'પરિણામ તાપક્લેશ જેથી દુ.ખ સર્વ વિવેકીને,'
એવું વિચારી મોક્ષ સામે જગત્ દુઃખરૂપ યોગીને,
કે' એમ સાંખ્યો યોગીઓ, પણ કોઈ કે' સંસારમાં,
રે'નારને સુખલવ નથી તે ભૂલ છે કે'નારમાં૦— ૪
કીડા પડ્યા હો રોમરોમે ભલેને કો રોગીને,
તેનેય સુખ છે ખાનપાનારામમાં જ્યમ ભોગીને,
ધી, શ્રી, વળી સ્ત્રી શ્રેષ્ઠ સંતાનો તણા પણ નાથ જે,
તેનાય સુખસાગર મહીં કંઈ દુઃખની ખારાશ છે૦— ૫
એવી રીતે સુખદુ ખ-દંપતી દીસે પ્રકૃતિ-બાગમા,
અર્ધાંગભાવે દઈ આલિંગન રમે છે માર્ગમાં;
એ લગ્ન-મંડપમાં કરી પાણિગ્રહણ જોડી થયાં,
અદ્વૈત તેનું એકમેક ન કોથી કો વિખૂટાં પડ્યાં૦— ૬
એ આશ્રમે પત્નીપતિ-વ્રત ઉભય હળીમળી પાળતાં,
નહિ એક બીજાથી જુદાઇ કદાપિ પણ સાખતાં,
જો નોતરો સુખદેવને તો દુઃખદેવી ન ભૂલતા,
સતી દુઃખદેવીને ન કમતી સીતા કરતાં દેવતા૦— ૭
એ દંપતીએ સૌ પદાર્થો રચ્યા નિજ કૃતિરાગમાં,
કંઇ વૃક્ષ અમૃતડાં ઝરે કંઇ હળાહળની આગમાં;

કંઇ હોજ શીતળ મિષ્ટ જળના, કટુ કંઇ બેસ્વાદમાં,
કંઇ પુષ્પ-રજની મ્હેક છે કંઇ ધૂળ ઊડે આંખમાં૦— ૮
કંઇ કીર, કોકિલ, પપૈયા-રવ, ઘુડ, વડવાંગડ કંઇ,
કંઇ મોતી-પ્રેમી હંસયુગ્મ, અમેધ્ય-ભક્ષી જોડ કંઇ;
કંઇ કેસરી, કરી, કામધેનુ, ભંડ, શ્વાન, ખરો કંઇ,
કંઇ લાલ મણિ, માણેક, હીરા, કાળામીંઢ પત્થર કંઇ૦— ૯
'અત્રે અમરફળ મેળવી અમૃત બનો દેહી! તમે,
'જો જો બીજાં વિષવૃક્ષ પાસે ના જતા સ્નેહી! તમે;
'એવું કહીને કલ્પતરૂ નિજ હાથ લંબાવી નમે,
'ફળ ચાખી કંઇ થઇ મુક્ત જીવન હૃદય મોક્ષ-સુખે રમે'૦—૧૦
ખારાય સાગરમાં અમૂલખ મોતીડાં કુદરત વડે,
કાંટા ભરેલા છોડથી ગુલાબ-પુષ્પ રૂડાં જડે;
ઝેરોય અમૃત ઔષધિ સમ વૈદ્ય-જ્ઞાને સાંપડે,
ભવ-દુઃખમાંથી અર્ક સુખનો મુમુક્ષુ નીચોવી લીયે૦— ૧૧
સુખદુઃખ કેરૂ પારખું કરવું ઘણું મુશ્કેલ છે,
દુખો કયાં સુખો કયાં તે જાણવું શું સ્હેલ છે!
સુખરૂપ તમને વિષય જે તે બીજાને દુઃખાવતા,
જે દુઃખરૂપ વિષયો બીજાને તમોને તે ભાવતા૦— ૧૨
છે એકને સુખરૂપ વિદ્યા સર્વની કુરબાનીથી,
સૌ સાધનો હોવા છતાં પણ અન્યને અણમાનીતી;
કો શ્રી, આ વિષયી યજ્ઞમાં શું શું હવિ નથી હોમતા?
ચુંકી સુખો એવાં પરે કંઇ અન્ય પદને પામતા૦— ૧૩
(જ્યાં) મન માની ઋદ્ધિ, સુખ માટે લાખ જૂઠ કંઇ બોલતા,
(ત્યાં) રાજ્યાદિ પરહીંથી લાત સત્યે રામ, હરિ, ભીષમ પિતા;
જે આશા નદીના ભંવરમાં પ્રાકૃત મનડું ઘૂમતું,
ભર્તૃહરિ, બુધ, ગોપીચન્દ્ર કને કહો શું નહિ હતું?— ૧૪
સુખરૂપ તમને સર્પ છે, ઘુડ, વાંગડાને દુઃખ તે,
મીઠી તમોને શર્કરા પણ ગર્દભોના પ્રાણ લે;
ચંપો સુગંધિ આપને, ભ્રમરો રહે તેથી દૂરે,
એવી રીતે પ્રત્યેક જીવ નિજ જુદી પ્રકૃતિ આચરે૦— ૧૫
કડવું કુઝેર અફીણનું તમને પરંતુ તેનું તે,
બંધાણી ચીના આદિઓને પ્રાણરૂપ મજેનું છે;

વ્યસનો મદિરા, તાડી આદિ ભિન્નરૂચિ તેમાં જનો,
નહિ એક નિર્ણય વિષયમાં સહુનેજ કોઇ પદાર્થનો૦ ૧૬
કાંટો કદી લાગે તમોને (તો) કરી 'સી સી' નાચતા,
પણ વીર યોદ્ધા બાણુ, અસિના ધા પડે કે રાચતા;
શું ભીષ્મ રોયો બાણુ–શયને ? અભિમન્યુ અરિ–દળે !
એ ભૂમિકા છે દિવ્ય જીવની નપુંસકને દૂર દિસે૦— ૧૭
નાઇલના એ શૂર નાયક નેલસનને વાંચજો,
ગોળા શતધ્નીના સહી છાતી હસ્યો કયમ? જાંચજો;
સૌથી ભુંડું મરવુ પરન્તુ જપાનીને પૂછજો,
પોર્ટારથર કાજે મૃતોનાં હર્ષઅશ્રુ લૂછજો૦— ૧૮
જો સારમય ને સત્ય ઈશ્વર પૂર્ણ જ્ઞાની છે ખરો,
આ વિશ્વ તેનું કાર્ય અસત, અસાર; સ્વપ્ન ન હોય તો;
ખાટું અસારજ જગત તો સૌ વેદ–કર્મ વિફળ થશે,
ઇતિહાસ, વીર, યોગીનાં સાધન મુક્તિનાં સ્વપ્નાં થશે૦— ૧૯
જ્યાં શોધકોના કાર્ય–તાર વિમાન આદિ વખાણીએ,
ત્યાં બ્રહ્મનાં આ જ્ઞાન–કાર્ય સુજગતને તુચ્છકારીએ !
જે સત્ય, સુંદર વિશ્વથી સત્સાર ખૂબી પ્રકટી ઈશે,
તેમાંથી અભ્યુદય લઇ જાઓ પછી મુક્તિ વિષે૦— ૨૦



## ૧૨૨ દુનિઆ રૂપ બજાર.

( હરિગીત )

( સ્વામી રામતીર્થના કાવ્ય પરથી. )

દુનિયા અજબ બાજાર છે કંઇ જણસ અહીંની સાથ લે,
સચ્ચાઇનું ફળ સત્ય છે જૂઠાઇથી જૂઠ વાત લે;
મેવો તુ દે મેવો મળે પત્તાં દીધાથી પાત લે,
આરામ દે આરામ લે દુઃખ, દર્દ દે ઉત્પાત લે,
કળજુગ નહિ કરજુગ છે અહીં દિને દે ને રાત લે,
વાહ ઠીક સોદો નકદ છે આ હાથ દે આ હાથ લે૦— ૧
કાંટો ખુંચાડ ન કોઇને જો પુષ્પવત્ ખીલ્યો છે તું,
આ ઝેર દે તું કોઇને અમૃતરસે ફાલ્યો જો તું;

મા નાખ આગે કોઇને રે ! ઘાસનો પૂળો છે તું,
ન ડુબાડ જળમાં કોઇને ઓ ! માટીનું ઢેફું છે તું૦—કળજુગ૦ વાહ૦૨

શેખી, ફરેબ, ન કર દગો રહેઠાણ સૌનું છે અહીં,
જે જે બતાવ્યું અન્યને તેણેય તે દીઠું અહીં;
સાચી જૂઠી જે કંઈ કહી, તેનુંય પારખું છે અહીં,
જે જે મહામૂલ તૂલતા તેનુંય લેખું છે અહીં૦—કળજુગ૦ વાહ૦ ૩

જે અન્યની વસતી કરે તેનોય વાસ્તો છે પુરો,
જે અન્યને મારે છરી તેનેય લાગ્યો છે છુરો;
જે અન્યનાં ફોફળ બગાડે થયો તેનોએ ચુરો,
જે અન્યનું ચાહે બુરૂં બદલો મળ્યો તેને બુરો૦—કળજુગ૦ વાહ૦ ૪

જે અન્યને ફળ આપશે તે પણ સદા ફળ પામશે,
ઘઉંથી ઘઉં જવથી જવો, ચોખાથી ચોખા પામશે;
જે આજ અહીં દેશે ખરે તેવુંજ કાલે પામશે,
દે હાલ, લેશે કાલ, ફરીને આપશે ફરી પામશે૦—કળજુગ૦ વાહ૦ ૫

જે ઇચ્છ લઇ લે આ ઘડી, સૌ ચીજ અહીં તૈયાર છે,
આરામમાં આરામ છે દુઃખમાં દુઃખોનો માર છે;
સંસાર આતો ભાઇઓ ! સાગર તણી મઝધાર છે,
બેડો બીજાનો પાર કર તારોય બેડો પાર છે૦—કળજુગ૦ વાહ૦૬

તું અન્યની તારીફ કર તુજનેય હિપહુર્રે મળે,
કર સરલ રસ્તો અન્યનો તુજનેય આસાની મળે;
તું અન્યને મેમાન કર તુજનેય મેમાની મળે,
દૂધડાં પીવાડે દૂધ મળશે, પાણીથી પાણી મળે૦—કળજુગ૦ વાહ૦૭

અહીં ઝેર દે તો ઝેર લે સાકરમાં સાકર જોઇ લે,
નેકોને નેકીની મજા પાપીને ટક્કર જોઇ લે;
મોતી દીધે મોતી મળે, પત્થરમાં પત્થર જોઇ લે,
વિશ્વાસ નહિ તુજને તો તું પણ અનુભવથી જોઇ લે૦—કળ૦ વાહ૦૮

નિજના નફાને વાસ્તે મા અન્યનું નુકસાન કર,
નુકસાન તારૂં પણ થશે એ વાત પર તું ધ્યાન ધર;
ખા ખાન પૂર્ણું નિહાળીને છાણીને પૂરણ પાન કર,
તું રાખ પગને ફૂંકી અહીં ને ધર્મથી ગુજરાન કર૦—કળજુગ૦વાહ૦૯

———

૧૨૩ **મહારી કાળ.**

( ખરેખર તુલસી સમ ગતિ તારી. )

મહારીકાળ તણી ખૂબી ન્યારી, થનગન, થનગન નાચ નચાવે,
ખંડ, દેશ, નરનારી૦—મહારી૦—ટેક.
જે દેશ મણિ શિરતાજ સૌ પર હોય લક્ષ્મી હુન્નરે,
એ કાળ તેને ખાજ, ઋણી, મૂર્ખ, દારિદ્રી કરે;
આપે મહાત્માને લઘુતા, દઇ નીચોને મ્હાતમી,
હાકેમને અંપે ગુલામી, ગુલામોને હાકમી૦— ૧
છોડયાં ન કાળે રોમ, રશિઆ, ગ્રીક, કે ઇરાનને,
ઇંગ્લંડ, જર્મની, ફ્રાન્સ, હિન્દ, ન સ્પેન, તુર્કસ્તાનને;
ખંડેર કીધાં સ્વર્ગને ને સ્વર્ગ સમ ખંડેરીઆં,
રણુરાન કીધા બાગને રણુરાનને બાગો કર્યા૦— ૨
કાળે ન છોડયા રામ, રાવણુ, કૃષ્ણુ, પાડવ, કૌરવો,
સીઝર, સીકદર, મોગલો, બ્હાદુર કંઇ નેપોલ્યનો;
શૃગાલ કેસરીને બનાવે, શૃગાલોને કેસરી,
હંસોને કરતો કાગડા ને કાગને હંસો વળી૦— ૩
પલટાવીયા કાળે જમાના બહુવિધે પચરંગમાં,
ધોળા, અને કાળા, લીલા મશહુર કઇ કઈ જંગમા;
હંમેશ નહિ રે'શે થયું તે, થયું નહિ તેનુ થશે,
જેનું ગયું તે આવશે ના ગ્યુ કશું તેનું જશે૦— ૪
એ કાળ બાજીગર નજરબંધી જનોનાં કર્મનો,
તે કર્મ બાજીને રચીને નચાવે કર મર્મનો;
દેખાડતો કલિ દુષ્ટકર્મે ક્ષેત્ર દુઃખ પરતંત્રનુ,
ને સપ, જ્ઞાન, સુધર્મ કર્મે ક્ષેત્ર સુખ સ્વતંત્રનું૦— ૫

—x—x—

૧૨૪ **[1] સમયબાજીગર.**

( ઠુમરી )

બાજીગરની રચના જેવી સમય રમત રમનારો રે,
બળ, અબળ એ સમયની રચના, સમથી નર તે સારો રે૦—બાજી૦ ટેક.
સમયે રામે હણ્યા રાક્ષસો, થતાં સમય ફરનારો રે,
સીતા ને રાવણુ હરી ચાલ્યો, ગર્વ અતિ ધરનારો રે૦— બાજી૦ ૧

યુદ્ધ કરાવ્યું મહાભારતનું કંસ સંગ લડનારો રે,
સમયે હણાયો ભીલને હાથે, કૃષ્ણ મહાબળવાળો રે૦— બાજી૦ ૨
કૌરવ–સૈન્ય સંહાર્યું અર્જુન ગાંડિવનો ધરનારો રે,
સમયે લૂંટાયો તસ્કર–હાથે સમય પંથ છે ન્યારો રે૦— બાજી૦ ૩
સમયે પૃથુરાજે શા કીધા ઘોરીના સંસ્કારો રે ?
તે ઘોરીએ પૃથુને બાંધ્યો થતાં સમય પડનારો રે૦— બાજી૦ ૪
પ્રતાપરાણો યવનો સાથે, લડયો સજી તલવારો રે,
સંતાયો તે યવનો–ભયથી, થતાં સમય ખડનારો રે૦— બાજી૦ ૫
પ્રણિપતથી અંગ્રેજે જોયો, હિન્દુસ્તાન–કિનારો રે,
સાર્વભૌમ થઇ તખ્તે બેઠા, થતાં સમય ચમકારો રે૦— બાજી૦ ૬
સમયે હાકમી સમયે ચાકરી સમય સમયનો વારો રે,
સમયે મહેલ મેડીમાં વસતો ઝુંપડીનો વસનારો રે૦— બાજી૦ ૭
સમય સમયનો હેરો ફેરો સમય સમય પલકારો રે,
સમય સદા જો જન સમજે તો કદી નહિ પડનારો રે૦— બાજી૦ ૮

---

## ૧૨૫ કાળનું બળ.

( રાગ–માલકોષ ન જોય પ્રતિરૂપ, ગુણ, ધનને )

કાળ જાણે ન ધનિક, રંક, નૃપતિ, જેમ હણે સિંહ અજ, મૃગ, હસ્તી,
માટે પ્રેમથી કર પ્રભુ–ભક્તિ૦—કાળ૦ ટેક.
સૂર્ય, ચન્દ્ર, પૃથ્વ્યાદિ ગ્રહોને પણ નહિ છોડે તે નિજ કરથી,
રાવણ, રામ, કૃષ્ણ, અર્જુનને, ખાઇ ગઈ તેની મહાશક્તિ૦—કાળ૦ ૧
જાયાં તે નક્કી જાવાનાં, વૃક્ષ, નદી, ગિરિ, સાગર, સૃષ્ટિ,
વિનાશી માયા આ અવનીની એક પલકમાં થઇ જાશે હતી૦—કાળ૦ ૨
ઋણ સંબંધે આવ્યાં સૃષ્ટિમાં, તે ભરી પાછું જાવું મરી,
શ્રેય કરી લ્યો જીવન કેરૂ, નહિ તો કર્મની ન્યારી ગતિ૦—કાળ૦ ૩

---

૧ મર્હુમ દયાશંકર વસનજીનાં એક અપ્રસિદ્ધ કાવ્ય પરથી.

## ૧૨૬ વિચિત્ર ડહાપણ

( ગજલ. સ્વામી રામનાં કાવ્ય પરથી. )

ગુજારી ઉમર ઝગડામાં, બગાડી નિજની હાલત છે,
થઇ એફિવિટ અપીલ નિજની અજાયબ એ વકીલતછે !
મુકરદમા અન્ય લોકોના હજારો કરી દીધા ફેસલ,
ન પતવ્યો કેસ પોતાનો અજાયબ એ અદાલત છે !
દલીલો દઇને બીજા પર કર્યા સાબીત નિજ સિદ્ધાન્ત,
ન નિજ ઉરનો ત્રુટયો સંશય અજાયબ એ દલાલત છે !
બહુ ભણવા ભણાવાથી થયા સહુ ઇલ્મમા કાબેલ,
ન લાધ્યો ભેદ અંદરનો અજાયબ એ લીઆકત છે !
બન્યા પંડિત શીખ્યા શાસ્ત્રો સુણાવ્યાં અન્યને પણ તે,
કિન્તુ ભ્રાન્તિ ન ગઇ દિલથી અજાયબ એ શાસ્ત્રમત છે !
હજારો યુદ્ધ જીતીને કીધી દુનિઆ બધી તાબે.
ન પોતાને જીત્યો જરીએ અજાયબ એ લડાયક છે !
તું પોતાનો ચુકવ હિસાબ પછી બન અન્યનો માસ્તર,
ન ડહાપણુ ડોળ તું લાંબું નકામી તે જહાલત છે.

---

## ૧૨૭ પહેલો પોતાનો સુધાર.

( હરિગીત અંગ્રેજી કાવ્ય ઉપરથી )

જો ઇચ્છ તું સંસારને સન્માર્ગ માંહી પ્રેરવા,
તેનાં બધાં દુષ્કર્મ ને પરિતાપને ઉખેડવા;
વિકસાવવા વન્ય સ્થળો રણમા કુસુમડાં ખીલવવા,
તો યત્ન કર સૌથી પ્રથમ નિજને સુમાર્ગે દોરવા૦— ૧
જો ઇચ્છ તું લાંબા કુબંધન પાપથી જગ વાળવા,
સઘળાં નિરાશ્રિત ભગ્ન હૃદયોને ફરી ઉદ્ધારવા;
ચીરવા વ્યથા ને મિષ્ટ સાન્ત્વન અંતરે પ્રસરાવવા,
તો યત્ન કર સૌથી પ્રથમ નિજને સુમાર્ગે વાળવા૦— ૨
જો ઇચ્છ તું લાબી બિમારી કલેશથી જગ મોચવા,
ને શાન્તિપ્રદ આનદ, સુખ, આરામ સઘળે લાવવા;
વિપન્ન થકિતાત્માઓને ફરીને વિસામા આપવા,
તો યત્ન કર સૌથી પ્રથમ નિજનાં કુદર્દો ટાળવા૦- ૩

જો ઇચ્છ યમનાં સ્વપ્ન અંધ ઉદાસીથી જગ જગવવા,
શાન્તિ તથા સુપ્રેમનું સામ્રાજ્ય સઘળે સ્થાપવા;
અમૃતજીવનની કાન્તિ, ઉજ્જ્વળતા ફરીને ઝગવવા,
તો યત્ન કર સૌથી પ્રથમ નિજને પ્રકાશે પ્રકટવા૦— ૪

૧૨૮ પરોપદેષ્ટાન્તે.

( અંગ્રેજી કાવ્ય ઉપરથી. )

કરે તું લોકોને સત્યનો ઉપદેશ,
શું શંકાના રણમાંનો ચીર્યો તેં દેશ ?
પરદુખોના શોકાગ્નિથી દાઝયો કે ?
આસુરી ભાવો કાઢયા દિલથી સત્યે ?
થયો છે શું તારો આત્મા એવો સાફ ?
કે એકય ત્યાં રહી ના શકે દુર્વિચાર ?૦— ૧
કરે તું લોકોને શાન્તિનો ઉપદેશ,
ચીર્યો તેં તોફાનોના દરિઆનો દેશ ?
ફર્યો તું કદી કિનારા પર જે શાન્ત ?
જીવનની અશાન્તિમાંથી લઇ નિરાંત.
તારા પ્રાકૃત દિલથી થયા ઝગડા અલગ ?
છોડી ત્યાં સુપ્રીતિ, શાન્તિ, સત્ય ફક્ત૦— ૨

૧૨૯ સુજ્ઞને શિક્ષણ.

( અંગ્રેજી કાવ્ય પરથી )

શોધે શું એવું સુખ તું જે કદી નષ્ટ થતું નથી ?
ઝંખે શું અમૃત હર્ષ જે દુર્દિન કદી કરતો નથી ?
ચૈતન્ય, પ્રીતિ, શાન્તિનાં ઝરણાં શું તું ચિત્તે દિલે ?
તો તામસી ભાવો જતા કર સ્વાર્થી ઇક્ષણ છોડી દે૦— ૧
સેતાનપીડિત દુઃખ દર્દ ભરેલ પંથે રડવડે ?
થાકેલ પગને જખમ કરતા કુમાર્ગે શું તું ફરે ?
જ્યાં અશ્રુ, શોકો શમે તે વિશ્રાન્તિ—સ્થળ શું ઝંખ તું ?
તો હોમી દે સ્વાર્થી હૃદય ને શાન્તિમય ઉર રાખ તું.

## ૧૩૦ પાખંડીને.

( ભોળા ભગતના ચાબખા. )

પાપીઆ પાખંડને પૂજનાર ' તારો બુડયો બધો અવતાર૦—ટેક.

નાહ્યો ધોયો તું સાબુ ચોળીને લૂછ્યો લઈ ટુવાલ,
મનના મેલને લૂછ્યો નહિ તે તો ડુબ્યું નરકને ખાળ રે૦— ૧

ધોતી પીતાંબર ઉજળાં પહેર્યા ઓળ્યા અરીસે વાળ,
દર્પણુમા તો લાગે તું ઠાવકો પ્રાણીઓ તારો ચડાળ રે૦— ૨

ચન્દનના લેપડા કીધા શરીરે ટીલાં લગાવ્યાં કપાળ,
ગારા કાદવમાં હૃદય સડે છે તેની ન લીધી સંભાળ રે૦— ૩

સોનાં રૂપાનાં આસને ઉચ્ચે બેઠો કરીને કમાલ,
અન્તઃકરણ ક્યાં ખાડે પડયુ છે તેની ન લેતો ભાળ રે૦— ૪

ઘીના દીવા તેં સામે સળગાવ્યા પાડવા મુખ અંજવાળ,
અંધાની માફક ભટકતા જીવનો ટાળ્યો નહિ અંધકાર રે૦— ૫

નાક પકડીને સંધ્યા કરે તું આડબરેથી અપાર,
ચિત્તમાં ચિંતવન **ओ३म्**ને બદલે રાંડ વેસ્યાનું દ્વાર રે૦-- ૬

હાથ ઘાલીને ગૌમુખીમાં ફેરવે દભે માળ,
પ્રણુવ તથા ગાયત્રી સાટે ચાલે વિષયના વિચાર રે૦-- ૭

લુકખી કીર્તિના ખોટા લોભે તુ દાના તણો ડોળ ઘાલ,
એમ નહિ થાએ તુજ પાપ કેરાં પ્રાયશ્ચિત્તો દુષ્કાર રે૦— ૮

ચાલે ચડીને ચાંખડી ઉપર ઓઢીને શાલ દુશાલ,
સિંહનું ચામડુ ગદ્ધા ધરે તોય રે'છે તે મૂઢ ગમાર રે૦-- ૯

મોટો બધાથી માને પોતાને આપ વખાણુ બહુ ગાય,
સગા સંબધી ગુરૂજન સૌને દેતો નથી આવકાર રે૦-- ૧૦

પાપો પોતાનાં ભુંડાં છુપવવા કરે પ્રપચો હજાર,
તેમ છતાં પણુ પડધો ફૂટે અતર બળતી જ્વાળ રે૦-- ૧૧

દુનિઆ બધીને દભે ઉડાડે મનાવે તુજને સાર,
ઈશ્વર તુજને ઓળખે ભુડા લેશે તારો તે કાળ રે૦-- ૧૨

માટે હવે વાટ વસમી વિચારી સાચાનો કર સ્વીકાર,
આમ તેમ પાંપળાં સર્વે તજી દે વૈદિક કર્મો ધાર રે૦— ૧૩

---

## ૧૩૧ સુતેલા જીવને ચેતવણી.

( અરે ! ચેત ચેત ચેત ર.ચ શું સુઈ રહ્યો? )

જરી ખોલ ખોલ ખોલ આંખ જીવ ! શું પડયો ? !
ષડ્વાનરોને દેહ–બાગ લૂટવા જડયો૦—જરી૦ ટેક.
ઝુંટી જાયે ચુંટી ખાયે જ્ઞાન–ફળદ્રુપતા વાડી,
ઉખેડી જડમૂળે શમદમ કરે વેરાન દ્રુમ દાંડી;
સુઆશ્રિત કર્મ–પંખીને નસાડે નિત્ય રંજાડી,
ઉખાડે ભક્તિના માળા બનીને મસ્ત પી તાડી૦— ૧
પવન માયા તણો વાતો, સુણાવે વિષયીલાં તાનો,
સુણી નાચે કૂદે બંદર 'હુ હુ હુ' બોલતાં ગાનો;
તને શું લાગતા મીઠાં, પવન–તાનો એ વિષયીલાં ?
સર્પ ! એ વાદીની લીલા, પવનના ડંસ ઝેરીલા૦— ૨
અરે ! એ ધાડ સંપીલી તને ચોમેરથી ઘેર્યો,
શિરે બહુ ટાપલા મારે, તુ તોએ બુદ્ધિથી બેરો;
ચુંથે તુજ પુણ્ય–સચયને ખીસાં ફાડે તુતો બાંગો,
ભુલ્યો તું સ્વપ્નમાં ગાંડા ! હવે કરશે તને નાગો૦— ૩
ભુંડા ! તું બાગનો માળી, વળી એ વાડી છે તારી,
સુતો તું એમ ગફ્લતમાં કરે કપિઓ રખેવાળી ! !
ચુકયો ચુકયો ખડો થઈ જા ધર્મની ડાંગ લે ઝાલી,
એ યોગબળે પ્રણુવ–હાકે 'હુ હુ' કરતાં જશે ચાલી;
ટળી જશે બુરી દશા આ જે થકી સડયો૦— ૪

---

## ૧૩૨ સસાર વગડામાં જીવ મુસાફર.

(જ જાળી જીવડા ! ઝાંઝવાં દેખી શું રાચે ?)

સંસારી વગડે જીવડો મુસાફર જાયે,
રંજાહી તનડે–વાહને બેસી સીધાવે;
અનાડી મનડું સારથી સંગાથ થાયે૦— ટેક૦
દેખી આશા–ઝાંઝવાં, ઇન્દ્રિય–અશ્વો ધાય,
લગામ–બુદ્ધિ ગઇ છૂટી, મન મૂઢ ગોથાં ખાય રે,
નિગ્રહતા–ચાબુક પકડે આધીન થાયે૦— ૧

ઇચ્છા તૃષ્ણા-કોતરે, કામક્રોધ વરૂ વાઘ,
લોભમોહ-તસ્કર મળે, રાગદ્વેષ બહુ નાગ રે;
શમદમપ્રભૃતિ-ખડ્ગે, શત્રુઓ સર્વ જીતાયે૦— ૨
મદમત્સરને ટેક રે છાઇ માયા જાળ,
અજ્ઞાની અંધારડે, ઝાલે રાક્ષસ કાળ રે;
ઓ૩મ્ નામ શરણથી ભય, શોક, દુ:ખ કપાયે૦— ૩

## ૧૩૩ જીવને ચેતવણી.

( ભેરવી. )

જીવ જાણુ જગત જજાળી, કળિકાળની જાળ કરાળી રે૦—ટેક.
પકડાવી પાડે ફણીધરને, મોરલી હાથ મદારી,
માયાનાદ તને લલચાવે રખે ન જાતો વિસારી રે૦— ૧
ચચડાવી બાળેજ પતંગને, દીપક-જ્યોત નઠારી,
વિષયની જ્વાળા તુજને ખેંચે જતો ન શુભ તે ધારી રે૦—૨
રખડાવી મારે છે મૃગને, મૃગજળ આશ અકારી,
ઇચ્છા, તૃષ્ણા તુજને મારે, ગણીશ મા તે સારી રે૦— ૩
જકડાવી ઝાલે છે મૃત્યુ સર્પની ડાચી કાળી
આશ્રય એક પ્રભુનો લઇ લે તો બચવાની બારી રે૦— ૪

## ૧૩૪ અભિમાન નહિ ધરવા.

( માઢ રાગ )

મદમા ઝૂલાઇ માંકડા અભિમાન તું શાને ધરે ?
અથાગ જળ-સમુદ્રમાં છો ટીપુ તું નિશ્ચય અરે !૦—મદમાં-ટેક.
ખૂબ ખાઇ બકરો થયો, રાતો ખાટકી દ્વાર,
તે જાણે ધણી માહરો, પણ ખાશે છરી કેરી ધાર રે,
તેમ કાળ-કસાઇ છે કારમો, રહ્યો ટાપી સહુ પર ક્યારનો,
લેશે યદા વીણી તદા નહિ ગાંઠડો બાંધે ખરે૦— ૧
જેમ માટીનું પૂતળું ચાળા કરે અપાર,
ખૂબી નહિ માટી તણી પણ ચાંપ તણો વ્યવહાર રે;
તેમ જીવ દીવો-કળ દેહમાં ઠરી જાતાં ચડે તન ચેહમાં,
માટે મૂકી દે મમત્વ મનથી જેથી તન-તરણી તરે૦— ૨

## ૧૩૫ ભવસાગરમાં તનનાવ

( સોરઠ રાગ )

પડ્યું તનનાવ ભવસાગર મહીં અથડાતું જાય રે,
કામ, ક્રોધ, લોભ, મોહ, મદ આદિ પવન તેને વાય રે;
માયારૂપી પહાડ ઉભો આડો લોહચુંબકનો જ્યાં,
એ ચે નિજ જોર કરી તનનાવ તેથી જાય ધસાતું ત્યાં;
અથડાઇ તે ભાંગી જશે નહિ ક્યાંય પત્તો લાગશે,
લેશે હલેસું પ્રણવનું તો જીવ ખલાસી ઉગરશે.

---

## ૧૩૬ મસ્તાની મન.

( દિલ મારૂં માને નહિ. )

મન મારૂં મસ્તાની મગરૂર માની સમજે ન સીધું સાનમાં,
હું વારૂં ઘડી ઘડી ઝાકું ફરી ફરી તોએ ન લેતું ધ્યાનમાં૦—મન૦ ટેક.
માળા ગ્રહું કરમાં કદી હરિ-નામને જપવા જરી,
કૂદતું તુરત અહીં કે તહીં જતું માંડકું વિષયે સરી;
ઉંઘમાંય મૂર્ખ હસાવતું, ઝબકાવતું, ને રડાવતું,
બહુ રંગમાં ચંચળ રમાડે વાંદરૂં વશ ના થતું,
વૃત્તિ-તાળું વાસી, લઇને સુકર્મ-ચાવી, હું પુરૂં હવે બંદીખાનમાં૦—મન૦

---

## ૧૩૭ ચંચળ મન

( ખમાચ )

ચંચળ મન નિશદિન ભટકે છે, અરે ! ભટકે છે, ભટકાવે છે૦—ટેક.
જ્યમ મર્કટ તરૂ ઉપર ચઢીને ડાળ ડાળ પર લટકે છે૦— ૧
રોકું યત્ને ક્ષણ વિષયોથી, પણ ફરી તેમાં અટકે છે૦— ૨
કાચ કાજ લોભી થઈ મૂરખ, ચિન્તામણિને પટકે છે૦— ૩
બ્રહ્માનંદ સમીપ છોડીને તુચ્છ વિષયરસ ગટકે છે૦— ૪

---

## ૧૩૮ દિલનું ભટકવું.

( રામના કાવ્ય પરથી. )

દુનિઆનાં જંગલો મહીં દિલ આ રહ્યું ભટકી,
અટક્યું અહીં જો આજ ત્યાં કાલે રહ્યું અટકી૦—ટેક.
મંદિરમાં ગયું ફસી કદી મસ્જિદમાં જઇ ફસ્યું,
છૂટયું અહીંથી આજ ત્યાં કાલે રહ્યું ટકી૦— ૧
હિન્દુનું તથા અન્યને મુસલમાનનું અભિમાન,
એવીજ વાહ્યાતોમાં હર સહુ રહ્યા પટકી૦— ૨
હાજર છે તે પ્રત્યેક સ્થળ જેની તલાસ છે,
આંખોની આડે પરદો છે ગફલત રહી લટકી૦— ૩
ઉદ્યાનમાં છે, ફુલમાં છે, જંગલમાં, સિન્ધુમાં,
હ્રદયમાં, શિરમાં, દિલમાં, જીગરમાં રહ્યા પ્રકટી૦— ૪
ઢુંઢયો છે તેને જેમણે તેને આવી મળ્યો,
અટકયો જે તેના માર્ગથી તેથી રહ્યો અટકી૦— ૫
વિમળ હ્રદય વિજ્ઞાન વિણ દિલબર ક્યાં મળે?
છો પત્થરોમાં વર્ષોથી શિરને રહે પટકી૦— ૬
બાપુ! ઉમેદ એક પર ધર દિલને સાફ કર,
સંશયના કાંટા હ્રદયમાં ઠાલા રહ્યા ખટકી૦— ૭

---

## ૧૩૯ માયાથી પશ્ચાત્તાપ.

( માલ કોષ. રામના કાવ્યપરથી )

આ માયાએ અહો! કેવો ભૂલાવ્યો મને!
નશ્વર, અનીશ્વર જડતામાં ફસાવ્યો મને૦—આ૦ ટેક.
નૂર જે પ્યારાનું છે પ્રકટિત હર પરમાણુમા,
સ્વપ્નમાં પણ ન તે દિલબર બતાવ્યો મને૦— આ૦ ૧
દિલના દર્પણમાં તસ્બીર સાંભળી હતી તેની,
સેંકડો કોસ કિન્તુ ઠાલો ઘુમાવ્યો મને૦— આ૦ ૨
સાંભળ્યું 'દર્શન તે દે છે માત્ર પ્રેમીને'
મિથ્યા આડંબરમાં કંઇ સાલ ભમાવ્યો મને૦— આ૦ ૩

## ૧૪૦ માયાથી ઘૃણા.

( વાણી વાણી રે મારા ગુરૂજીની વાણી. )

જાણી જાણી તને મધુમુખડી ઓ માયા! પણ વિષોદરડી કાયા,
છટ, છટ, તારી હવે છાયા રે હો !૦—જાણી.
માણી માણી તને માની સુધારસડી જાયા, હળાહળ ઘુંટડાઓ પીને,
પાછળથી પસ્તાયા રે હો !૦—જાણી૦ ટેક.
સતી બ્રહ્મવધૂ મુજ હતી, લેતાં લમાનન્દ,
પાડયો વિખુટો વ્હાલીથી, લુચ્ચી રમી પ્રપંચ;
સુધાસિક્તા મુક્તિ લતાકુંજે હતી શય્યા,
ત્યાંથી ત્રિવિધ તાપોની ચિતામાં હાય! તવાયા રે હો '
આશક માશુક ભેટયાં'તાં ભીડી હૈયાંથી હૈયાં,
કમબખ્ત, કમભાગી ત્યાં તો ભોંકયા શૂળ-સળીયા રે હો૦— જાણી૦ ૧
બ્હેકાવ્યો કરી છાકટો, કરવી મધ-મદ પાન,
નખરે નચવ્યો લટુ કરી, ભૂલવી શુદ્ધ બુધ સાન;
પડોશી પ્રિયા હદીશ્વરથી ચળાવ્યા,
કામાદિ કુટ્ટનાથી તારા ફંદામાં ફસાવ્યા રે હો '
વિષય-પ્યાલે ઉજળા એટલાં દૂધ મનાવ્યાં,
મોહના નિશામાં અંધા ભીંત બનાવ્યા રે હો૦— જાણી૦ ૨
જાદુ યષ્ટિ તુજ વૃત્તિને, ફેરવી મારે માથે,
તુજમય સાવ કરી દીધો, **मायास्मीति** થઈ ખ્યાત;
શશશૃંગપલંગે ખ-પુષ્પો બીછાવ્યાં,
મૃગજળ ફુવારા છાંટી સ્વપ્ના ભોગે રમાડયા રે હો !
છેલ્લે તે અન્ધતમ ભવ-જેલે બાંધી પૂર્યા,
કાળ-જેલર હાથે જન્મમરણ-માર મરાવ્યા રે હો !૦— ૩
સચિત-કોદાળી વતી, કૂપ ચોરાસી લાખ,
ખોદાવ્યા સખ્ત શ્રમે, ધૂર્તે ! કર્યા હલાક;
આ સંસ્કારે સખી-નામ સ્મરણુય ન આવ્યાં,
પણ પીટેલા કૃતઘ્નીનેય સખીએ ના વિસાર્યા રે હો '
દયાના આનન્દે નિજના ગુપ્ત મન્ત્ર પ્રકાશ્યા,
જાદુ ભેદ ઠગારી ભાંગ્યો **अहं ब्रह्मास्मीति** અહાહા ! રે હો !૦—૪

---

ओ३म्

# १४१ ઈશ્વર—સ્તુતિ, પ્રાર્થના, ઉપાસના.

## श्रुति संगीतकम्.

**ओ३म् विश्वानि देव! सवितर्दुरितानि परासुव।**
**यद्भद्रं तन्न आसुव ॥ यजु० अ० ३० मं० ३**

(રાગ-પીલુ)

સવિતર્! સકળ વિશ્વના હે ઉત્પાદક!
શુદ્ધ સ્વરૂપ દેવ! સૌ સુખદાયક!૦— સવિતર્૦-ટેક.
સંપૂર્ણ દુર્ગુણ દુખો અમારાં, અમથી સદા એ કરો દૂર ન્યારાં,
કલ્યાણ કર ગુણ, કર્મ, પદાર્થ, તે આપ કેરી કૃપાએ હો પ્રાપ્ત૦—

---

१४२

**ओ३म् हिरण्यगर्भः समवर्त्तताग्रे भूतस्य जातः पतिरेक आसीत्**
**स दाधार पृथिवीं द्यामुतेमां कस्मै देवाय हविषा विधेम ॥**
**यजु० अ० २५ म० १०**

હિરણ્યગર્ભ, સ્વજ્યોતિસ્વરૂપ, સૂર્યાદિ ગોળાનો ગર્ભસ્વરૂપ,
ઉત્પન્ન જગનો પ્રસિદ્ધૈકસ્વામી, જગતનીય પૂર્વે હતો વર્તમાની,
જે ધારી રહ્યો આ ભૂમિ, સૂર્ય સહુને, તે સુખરૂપ ઈશને સુભક્તિથી ભજીએ.

---

१४३

**ओ३म् य आत्मदा बलदा यस्य विश्व उपासते प्रशिषं यस्य देवाः।**
**यस्यच्छायाऽमृतं यस्य मृत्युः कस्मै देवाय हविषा विधेम ॥**
**यजु० अ० २५ मं० १-३**

જે આત્મજ્ઞાન ને સૌ શક્તિદાતા, વિદ્વાન્ સર્વે સ્તુતિ જેની ગાતા,
સત્યસ્વરૂપ, ન્યાય જેનો પ્રત્યક્ષ, શાસન માને સકળ આપી લક્ષ;
આશ્રય જેનો સુમોક્ષાદિદાયક, નાસ્તિકતા જેની દુઃખમૃત્યુદાયક,
તે જ્ઞાની, સુખરૂપ પરમેશ સારૂ, યોગે પ્રીતે ધારીએ ભક્તિ ચારૂ.

---

૧૪૪

ओ३म् यः प्राणतो निमिषतो महित्वैक इद्राजा जगतो बभूव।
य ईशे अस्य द्विपदश्चतुष्पदः कस्मै देवाय हविषा विधेम ॥
यजु० अ० २५ मं० ११

જગ પ્રાણવાળું ને અપ્રાણરૂપ, તે પર રાજે તે એકજ ભૂપ,
અનત નિજ મહિમાથી રચે જે, ગૌ આદિ પ્રાણી જનોનાં તનો તે;
એવા સુખરૂપ ઇશ્વર સ્વામી, તેની કરીએ અમે સ્તુતિ નામી,
સકલૈશ્વર્યદ પ્રભુને સ્મરીએ, સૌ શ્રેષ્ઠ સામગ્રીથી ભક્તિ કરીએ.

---

૧૪૫

ओ३म् येन द्यौरुग्रा पृथिवी च दृढा येन स्वः स्तभितं येन नाकः
यो अन्तरिक्षे रजसो विमानः कस्मै देवाय हविषा विधेम ॥
यजु० अ० ३२ मं० ६

ઉગ્ર સ્વભાવો ખગાદિનો ધાતા, ભૂમિ, સુખદુ ખરહિત મુક્તિનો ધાતા,
આકાશમા લોકલોકાન્તરો સહુ, ધારક તેનો જે સ્વશક્તિથી બહુ;
આકાશમા જેમ પક્ષી ચરે છે, (તેમ) સૌ લોક નિર્માણ ભ્રમણ તે કરે છે,
તે સૌખ્યદાયી પરબ્રહ્મ સાર, સામર્થ્યથી ધારીએ ભક્તિ ચાર.

---

૧૪૬

ओ३म् प्रजापते! न त्वदेतान्यन्यो विश्वा जातानि परि ता बभूव।
यत्कामास्ते जुहुमस्तन्नो अस्तु वयं स्याम पतयो रयीणाम् ॥
ऋग्वेद० मं० १०. सू० १२१ मं० १०

હે સૌ પ્રજાના પતિ બ્રહ્મનામી' સર્વોપરિ તું સૌનો છો સ્વામી,
ઉત્પન્ન જે આ કો જડ ચેતનાદિ, તારો કરે ના તિરસ્કાર કો દી;
લોકો અમે તારો આશ્રય લઇને, જે ઇષ્ટ વસ્તુની કામના કરીએ,
ઇચ્છા અમારી તે સૌ સિદ્ધ થાયે, જેથી ધનૈશ્વર્ય અમથી પમાયે.

૧૪૭

ओ३म् स नो बन्धुर्जनिता स विधाता धामानि वेद भुवनानि विश्वा
यत्र देवा अमृतमानशानास्तृतीये धामन्नध्यैरयन्त ॥
यजु० अ० ३२ मं० १०

જે બ્રહ્મ સકળ જગત્ ઉત્પાદક, આપણુ ભ્રાતા સમો સૌખ્યદાયક,
સૌ કામના કેરો જે પૂર્ણ કર્તા, સ્થળ, જન્મ—નામો, ભુવન કેરો જ્ઞાતા;
ભવ સુખદુઃખથી રહિત મોક્ષ ધર્તા વિદ્વાન્ જે મોક્ષ પામી વિચરતા,
તે બ્રહ્મ સૌનો રાજા, ન્યાયાધીશ, આચાર્ય, ગુરૂ, આપણે સર્વ શિષ્ય.

---

૧૪૮

**ओ३म् अग्ने! नयँ सुपथा राये अस्मान् विश्वानि देव वयुनानि विद्वान्।**
**युयोध्यस्मज्जुहुराणमेनो भूयिष्ठान्ते नम उक्तिं विधेम ॥**

**य० अ० ४० मं० १६**

હે સ્વપ્રકાશ! સુજ્ઞાનસ્વરૂપ! સકળ સૌખ્યદાયક! બ્રહ્મ અનુપ '
વિજ્ઞાન, રાજ્યાદિ ઐશ્વર્ય સારૂ, પ્રેરો અમોને ધર્મ પથે ચારૂ;
પ્રજ્ઞાન! સૌ શ્રેષ્ઠ કર્મો શીખાવો, પાપો કુટિલ કર્મથી દૂર લાવો,
સ્તુતિ પ્રશંસા તમારીજ કરીએ, જેથી અમે નિત્યઆનંદે રહીએ.

---

૧૪૯

**ओ३म् प्रातरग्निं प्रातरिन्द्रं हवामहे प्रातर्मित्रावरुणा प्रातरश्विना।**
**प्रातर्भगं पूषणं ब्रह्मणस्पतिं प्रातः सोममुत रुद्रं हुवेम ॥**

**ऋग्वेद, मं. ७–सू–४१ मं० १**

પ્રાત સમય પ્રાર્થના સ્તુતિ ગાઇએ, અગ્નિ—સ્વજ્યોતિસ્વરૂપને સ્મરીએ,
પરમૈશ્વર્યદ તે ઇન્દ્ર સ્વામી, પ્રાણોદાન સમ પ્રિય શક્તિ ધામી,
અશ્વિન્! સૂર્ય, ચન્દ્ર ઉત્પાદક ભગ ભજનીય પૂષણ પુષ્ટિકારક,
સ્વોપાસક વેદ બ્રહ્માંડ—પાલક અન્તર્યામી, રૂદ્ર, ભયરોગનાશક

---

૧૫૦

**ओ३म् प्रातर्जितं भगमुग्रं हुवेम वयं पुत्रमदितेर्यो विधर्ता ।**
**आध्रश्चिद्यं मन्यमानस्तुरश्चिद्राजा चिद्यं भगं भक्षीत्याह ॥**

**ऋ० मं० ७ सू० ४१ मं० २**

પ્રાત સમય પ્રાર્થના સ્તુતિ ગાઇએ, જય, શીલ, ઐશ્વર્યપ્રદનેજ સ્મરીએ,
ઉઆન્તરિક્ષનો સુત સૂર્યોત્પાદક, વિશેષે ખગાદિ લોકોનો ધારક,

સર્વજ્ઞ, દુષ્ટો તણો દંડ દાતા, ભજનીય સ્વરૂપી તથા સૌનો રાજા,
તે ઉપદેષ્ટા સકળ વિશ્વસ્રષ્ટા, તેની ઉપાસના, આજ્ઞા શે' ધરતા.

---

૧૫૧

**ओ३म् भग प्रणेतुर्भग सत्यराधो भगेमां धियमु[illegible]नः ।**

**भग प्रणो जनय गोभिरश्वैर्भग प्रनृभिर्नृवन्तः स्याम ॥**

**ऋग्वेद० मं० ७ सू० ४२ मं० ३.**

ભજનીય સ્વરૂપી હે સકળ ઉત્પાદક ! ઐશ્વર્યપ્રદ સત્યચારોમાં પ્રેરક !
ભગ સર્વ ને સત્ય ધનના હે દાતા ! સત્યાચરણીઓને ઐશ્વર્ય દાતા;
પ્રજા અમોને હે ઇશ્વર ! આપો, રક્ષા અમારી કરો કષ્ટ કાપો,
ગો રાજ્ય, શ્રી, ગાય, અશ્વાદિ, પશુગણ, તમારી કૃપાથી મળે ધીરવીર જન.



૧૫૨

**ओ३म् उतेदानीं भगवन्तः स्यामोत प्रपित्व उत मध्ये अह्नाम् ।**

**उतोदिता मघवन्त्सूर्यस्य वयं देवानां सुमतौ स्याम ॥**

**ऋ० मं० ७ सू० ४२ मं० ४**

ભગવન્ ! તમારી કૃપાથી આ સમયે, ઉત્તમતા કેરી પ્રાપ્તિમાં જઇએ,
તથા આ મહાકાળના દિન મધ્યે, શક્તિમત્તા, ઐશ્વર્ય યુક્તથઇએ;
મહાપૂજ્ય મઘવન્ ! શ્રીપ્રદ સૂર્ય–ઉદયે, પ્રજ્ઞોની સુમતિમાં પ્રવૃત્ત થઇએ



૧૫૩

**ओ३म् भग एव भगवाँ अस्तु देवास्तेन वयं भगवन्तः स्याम ।**

**तं त्वा भग सर्व इज्जोहवीति स नो भग पुरएता भवेह ॥**

**ऋ० मं० ७ सू० ४२ मं० ५**

હે સકલૈશ્વર્યસંપન્ન સ્વામી ! તમને સ્તવે છે બધા લોક નામી;
અહીં અમ ગૃહાશ્રમને રાખો અગ્રે, ને પ્રેરો અમોને સદા શ્રેષ્ઠ કર્મે.
ઐશ્વર્યયુત પૂજનીય પ્રભુ આપ, દેવો અમે તેવા થઇએ હે બાપ !



१५४

**ओ३म भूर्भुवः स्वः तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि।**
**धियो योनः प्रचोदयात् ॥ यजु० अ० ३६ मं० ३**

( દરબારી કાનડો. )

**ओ३म** નામ સર્વોત્તમ ઇશ્વરનુ,
વેદ સકળનું સત્ય તત્ત્વ એ, **अ, उ, म** ત્રણ અક્ષરનુ૦—ટેક.
**विराट्, अग्नि, विश्व** 'અ'કારે, **हिरण्यगर्भ** ને **वायु** 'ઉ'કારે,
**ईश्वर, आदित्य, प्रज्ञ** 'મ'કારે, તત્સચ્ચિત્ આનંદનુ૦— १
પ્રાણુ તણો આધાર ખરો **भूः** અપાન નુખરૂપ **भुव** સ્વયંભૂ,
**स्वः** વ્યાન વ્યાપક સર્વેમાં જ્ઞાન **व्याहृति** પદનુ૦— २
જગના ધારક જનક દેવનુ ધ્યાનયોગ્ય તે શુદ્ધ સ્વરૂપનુ
ધારણ કરીએ અમે લોક સહુ યોગચિત્તથી હરનુ૦— ३
જેથી પ્રેરે બુદ્ધિ અમારી, શ્રેષ્ઠ ધર્મ કર્મોમા વાળી,
ધર્મ અર્થ, શુભ કામ મોક્ષદા પદ તે છે શંકરનુ૦— ४



१५५

**ओ३म शन्नो मित्रः शं वरुणः शन्नो भवत्वर्यमा ।**
**शन्न इन्द्रो बृहस्पतिः शन्नो विष्णुरुरुक्रमः ॥**
**य. अ. ३६ म. ९.**

( રાગ કેદાર )

**ओ३म** ઉત્તમાભિધાની' નિરંજન, નિરાકાર, અજ પૂર્ણ જ્ઞાની૦—ટેક.
સૃષ્ટિનો તું સ્નેહી સાચો સર્વ સૌખ્યદાયી,
સર્વોત્કૃષ્ટ, વરેશ્વર અમારો કલ્યાણી,૦— १
ન્યાય, ધર્મ ધારી પ્રભુ શિવ શ્રેયકારી,
આનંદ અમોને આપ તું ઐશ્વર્યસ્વામી૦— २
સર્વવ્યાપી, અધિષ્ઠાતા, પરાક્રમી ભારી,
થાઓ ક્ષેમ, ભદ્ર સદા, અમોને આનાદિ'— ३



१५६

**ओ३म अग्निमीळे पुरोहितं यज्ञस्य देवमृत्विजम ॥**
**होतारं रत्नधातमम ॥ ऋ० मं० १ सू० १ मं०**

( કલ્યાણ રાગ )

વન્દુ હે ઇશ્વરાગ્નિ ' સ્વપ્રકાશ સ્વરૂપ,૦—      વન્દું૦
તુ હિતસાધક સર્વ જગતનો, ઇષ્ટદેવ શુભ જ્ઞાન–યજ્ઞનો,
વસન્ત આદિ ઋતુ રચક તું, સમય સમય વાંછિત સુખપ્રદ તું;
તારી શક્તિ અનુપ૦—સ્વપ્રકાશ૦ વન્દું૦
યોગ, ક્ષેમદા તું છે અવનીને, પ્રલય સમય વળી હોમે સરવને,
પૃથ્વી આદિ મહાતત્ત્વોનો ધાતા, સેવક કાજ રચ્યાં રત્નો વિધાતા !
સ્તુતિ ગાઉં સુણ ભૂપ '૦—સ્વપ્રકાશ૦ વન્દું૦

---

૧૫૭

**ओ३म् अ॒ग्निना॑ र॒यिम॑श्नव॒त्पोष॑मे॒व दि॒वेदि॑वे ।**
**य॒शसं॑ [illegible] ॥ ऋ० मं० १ सू० १ मं० ३**

( રાગ-કાનરો )

**ओ३म्** ઇશ્વરાગ્નિ ' સ્વજ્યોતિ, સ્વયંભૂ।૦—ટેક.
આપ કૃપાએ જન સ્તુતિ ગાએ, શ્રી, ધી આદિ યુત ખલુ તે થાએ,
જે ધન પ્રતિદિન પુષ્ટિ, કીર્તિકર, શૌર્ય, ધૈર્ય, ચાતુર્ય, વીર્યપ્રદ,
ન્યાયી, ધર્મી વીરનરસૂ૦—સ્વજ્યોતિ૦ ૧
રાજ્યચક્રવર્તી, મણિ, કંચન, પ્રાપ્ત થાય વળી જ્ઞાનરૂપી ધન,
ધરો નજર અમ પર વિશ્વંભર ! મળે જેથી સુખ એવાં નિરંતર;
કરૂં વિનતિ બહુ હું૦—સ્વજ્યોતિ૦ ૨

---

૧૫૮

**ओ३म् अ॒ग्निः पूर्वे॑भि॒र्ऋषि॑भि॒रीड्यो॒ नूत॑नैरु॒त ।**
**स दे॒वाँ एह व॑क्षति ॥ ऋ० मं० १ सू० १ मं० २**

( રાગ-માઢ. )

સ્તુતિયોગ્ય સકળ મનુષ્યના હે ઇશ્વરાગ્નિ પિતા !
પ્રાચીન ઋષિ વિદ્વાન્ જે મન્ત્રાર્થના જ્ઞાતા,
નવ બ્રહ્મચારી વેદ–પાઠક તે તુજ ગુણ ગાતા૦—     હે૦ ૧
અમે લોક જ્ઞાની, અજ્ઞાની તુજ સ્તુતિપાત્ર થતા,
દે વિદ્યાદિ દિવ્ય સૌખ્ય ગુણ તુંજ ઇષ્ટ દેવતા૦—     હે૦ ૨



૧૫૯

ओ३म् अग्नि [illegible]ता कविक्रतुः [illegible]त्यश्चित्रश्रवस्तमः।
देवो [illegible] ॥ ऋ० मं० १ सू० १ मं० ५

( રાગ–ખમાચ. )

હે સર્વ દ્રષ્ટા ! ત્રૈલોક્ય સ્રષ્ટા ' અજ, અવિનાશી, અખિલ નિયતા '
આશ્ચર્ય, શ્રવણાદિ ગુણ શક્તિવંતા ! આશ્ચર્ય સ્વરૂપી અત્યંત શ્રેષ્ઠા '
આપ સમાન કે આપથી અધિક જગમાં કોઈ નથી બળવંતા '
થાઓ પ્રકટ ઝટ અમ હૃદયોમાં દિવ્ય ગુણો સાથે ગુણવંતા '
અમે આપના પુત્ર ભૃત્યુવત્ અમ સર્વસ્વ તમારૂં અનન્તા '

———xxx———

૧૬૦

ओ३म् यदङ्ग दाशुषे त्वमग्ने भद्रं करिष्यसि। तवेत्तत्सत्यमङ्गिरः॥
ऋ० मं० १ सू० १ मं० ६

( રાગ–બિહાગ. )

છો મિત્ર સર્વ મનુષ્યનો હે ઇશ્વરાગ્નિ ! તું—છો૦—ટેક.
ભાવે સમર્પે કોઈ તુજને દાન આત્મા–પ્રાણનાં,
આપે સુખો પરમાર્થનાં તેને વળી વ્યવહારનાં૦— છો૦ ૧
તુજ સત્યવ્રત નિજ ભક્ત જનને રાખ પરમાનંદમા
સ્વભાવ ને તુજ સૌખ્યદાયી અમોને સસારમાં૦— છો૦ ૨
એવાં સુખો ઐહિક પારમાર્થિક અમને આપજે,
દુઃખ થાય જેથી નષ્ટ સૌ આનંદ અવિચળ સ્થાપજે૦—છો૦ ૩

—xxooxx—

૧૬૧

ओ३म् वायवा याहि दर्शतेमे सोमा अरं[illegible]कृताः।
तेषां पाहि श्रुधी हवम् ॥ ऋ० मं० १ सू० २ मं० १

( રાગ–સોરઠ )

હે દર્શનીય, બલિષ્ઠ, વાયુ, અનન્ત શ્રીપરમેશ !
આપ પ્રાપ્ત થાઓ છો અમને આપ તણીજ કૃપાએ કરીને,
પ્રેમભાવના ધરીએ તમને છે અમ શક્તિ લેશ૦— હે૦ ૧

ઉત્તમ વસ્તુ કોઇ અમારી, અર્પણ કરીએ પાસ તમારી,
લેજો તેને સ્વીકારી સુંદર રીતે બનાવી શ્રેષ્ઠ૦—  હે૦ ૨
અલ્પ ચીજ દે શિશુ જનકને પિતા સ્વીકારે પ્રસન્ન વદને,
તેમ અમોને દીનને દેખો પૂર્ણ પ્રેમથી શેષ૦ —  હે૦ ૩



૧૬૨

ओ३म् पावका नः सरस्वती वाजेभि र्वाजिनीवती ।
यज्ञं वष्टु धियावसुः ॥ ऋ० मं १ सू० ३ मं० १०

( રાગ–ધન્યાશ્રી. )

વિદ્યામય ભગવાન્! વાક્પતિ વિદ્યામય ભગવાન્!
પ્રાપ્ત થાય શુભ વાણી અમને, સર્વ શાસ્ત્ર વિજ્ઞાન,
શ્રેષ્ઠ અન્ન, કર્મો સહ તેણી, રહે સદા વર્તમાન૦—  વાક્પતિ૦ ૧
પવિત્ર સ્વરૂપી, પવિત્ર કરણી સત્ય શબ્દ સ્વરવાન,
મંગળકારી સરસ્વતી એ દેનારી બહુ જ્ઞાન૦—  વાક્પતિ૦ ૨
પરમોત્તમ બુદ્ધિની સાથે નિધિસ્વરૂપ એ વાણુ,
સર્વ શાસ્ત્ર બોધક, પૂજનીયતમ, આપ વેદની ખાણુ૦—વાક્પતિ૦ ૩
આપ કૃપાએ સદા વાણી તે કરે પૂર્ણ સૌ કામ,
થઇએ મહાપાંડિત્યયુક્ત તો નષ્ટ થાય અજ્ઞાન૦—  વાક્પતિ૦ ૪



૧૬૩

ओ३म् पुरूतमं पुरूणामीशानं वार्याणाम् । इन्द्रं सोमे सचा सुते ॥
ऋ० मं० १ सू० ५ मं० २

( રાગ–અડાણો. )

હે પરમાત્મન્! પરાત્પર! સ્તુતિ તુજ ગાઉં,
અત્યંત ઉત્તમ, શત્રુ–વિનાશક, જગના પદાર્થો બહુવિધ ઉત્પાદક;
આનંદ પરમ, સુમોક્ષાદિદાયક, અદ્વૈત બ્રહ્મ મહાવરણીય વર૦— હે૦
ઉત્પત્તિ–સ્થાન આ સંસારનું તું, ઐશ્વર્યવાન્ પરમ સર્વથી તું;
અત્યંત પ્રેમે હૃદયમાં ધરૂં હું જેથી મળે ધર્મ, અર્થાદિ ઐશ્વર્ય૦—હે૦



१६४

**ओ३म् तमीशानं जगतस्तस्थुषस्पतिं धियंजिन्वमवसे हूमहे वयम्।**
**पूषा नो यथा वेदसामसद्वृधे रक्षिता पायुरदब्धः स्वस्तये॥**
**ऋ० मं० १ सू० ८९ मं० ५**

( સિંહાનો કાનરો )

સર્વાધિસ્વામી ! અંતર્યામી ! કરીએ તુજ આવાહન નામી,
રચક ચરાચર જગનો તું છો પ્રીણનીય વળી જ્ઞાન સ્વરૂપ છો,
બુદ્ધિ–પ્રકાશક, વિદ્યામય છો સર્વ તણો પાલક પોષક છો,
જ્યમ વિદ્યાદિ ધનનો રક્ષક વૃદ્ધિ મહીં તુ નિરાલસ તત્પર,
ત્યમ થા અમ સ્વસ્થતાનો રક્ષક જેથી મળે ઉન્નતિ, સુખ અવિચળ.

---

१६५

**ओ३म् अतो देवा अवन्तु नो यतो विष्णुर्विचक्रमे ।**
**पृथिव्याः सप्त धामभिः ॥ ऋ० मं० १ सू० २२ मं० १६**

( રાગ-શ્રી )

ઉચા નીચા સ્થળયુક્ત સપ્તવિધ લોક પૃથ્વીથી ઈશે રચ્યા,
ગાયત્ર્યાદિ સાત છંદથી વિસ્તૃત વેદો ઈશે રચ્યા૦— ઉચા૦ ૧
પાપપુણ્ય ફળ જીવને દેવા, સર્વ પદાર્થો સ્થિતિમાં હોવા,
હે વિદ્વાનો ! વ્યાપક ઈશ્વિર વર્તમાન સૌ સાથ રહ્યા૦—ઉંચા૦ ૨
જે સામર્થ્યે લોક રચ્યા સહુ, કરો તે વતી અમ રક્ષા બહુ,
તમેય પ્રજ્ઞો ! રહો વિષ્ણુ–આજ્ઞાથી અમ રક્ષાએ સદા૦—ઉચા૦ ૩
કેવો છે એ વિષ્ણુ સ્વયંભૂ જેણે આ સૌ વિશ્વ બનાવ્યુ !
તેની ભક્તિ કરો; ધ્યાનમાં રહો નિત્ય વિદ્વાન્ મચ્યા૦—ઉંચા૦ ૪

---

१६६

**ओ३म् पाहि नो अग्ने रक्षसः पाहि धूर्तेरराव्णः ।**
**पाहि रीषत उत वा जिघांसतो बृहद्भानो यविष्ठ्य ॥**
**ऋ० मं० १ सू० ३६ मं० १५**

( રાગ આશાગોડી. )

રિપુદાહક ઇશ્વિરાગ્નિ ! દયાલો ! રિપુદાહક ઇશ્વિરાગ્નિ !
હિંસક, દુષ્ટસ્વભાવી અસુરથી રક્ષા કરોને કૃપાળો !૦— દયાલો !૦
ધૂર્ત, કદર્ય જનોથી બચાવો કરે અમ હાણુ માયાળો !૦—દયાલો !૦
મહાતેજ ! બલવત્તમ ! રક્ષો તે સર્વથી પ્રેમાળો !૦— દયાલો !૦

---

૧૬૭

**ओ३म् त्वमस्य पारे रजसो व्योमनः स्वभूत्योजा अवसे धृषन्मनः ।**
**चकृषे भूमिं प्रतिमानमोजसोऽपः स्वः परिभूरेष्या दिवम् ॥**

**ऋ० मं० १ सू० ५२ मं० १२**

( ઠુમરી )

હે પરમૈશ્વર્યવાન્ ! પરાત્મન્ ! સર્વ સ્થાનમાં રાજી રહ્યા છો,
આકાશ લોકની પાર ને અંદર નિજ સામર્થ્યથી વ્યાપી રહ્યા છો૦—
તિરસ્કારી દુષ્ટોના મનને રક્ષો છો જગને સૌ જનને,
જેથી નિર્ભય આનંદ અમને સાવધાનીથી ન્યાયી રહ્યા છો૦—
પરમાકાશ, મધ્યસ્થ લોક ભૂમિ નિજ બળથી રચી ધારી રહ્યા છો,
સર્વની ઉપર વર્તમાન છો પ્રાપ્ત સર્વને થઇ રહ્યા છો૦—
ઘુત્યાત્મક સૂર્યાદિ લોકના, અંતરિક્ષ વળી જલાદિ ભૂતના,
તમેજ કર્તા સ્થિતિ પ્રલયના, અપરિમેય વળી સદા રહ્યા છો૦—
જ્ઞાન આપનુ તથા સૃષ્ટિનું કૃપા કરીને બક્ષો અમને,
અમે વન્દીએ ભાવે તમને કૃપાદૃષ્ટિથી જોઇ રહ્યા છો૦—

---

૧૬૮

**ओ३म् न यस्य द्यावापृथिवी अनु व्यचो न सिन्धवो रजसो**
**अन्तमानशुः । नोत स्ववृष्टिं मदे अस्य युध्यत एको अन्यच्चकृषे**
**विश्वमानुषक् ॥ ऋ० मं० १ सू० ५२ मं० १४**

( હોરી—આવોને સહીયર હસતા રમતા )

પરમૈશ્વર્યથી યુત ઇન્દ્રેશ્વર તેને જન સૌ જાણો રે૦—ટેક.
તેની વ્યાપ્તિ, માપ, તથા પરિચ્છેદ ન કો કરવાનો રે,

સૂર્ય, પૃથ્વી, નિકૃષ્ટ લોકથી પ્રભુ આદ્યન્ત ન માનો રે૦— ૧
સર્વ મધ્ય તે સ્થિત, દિવ્ય જળથીય અન્ત ના થાવો રે,
મેઘ–વૃષ્ટિ, ગર્જના વીજથી ઈશ્વર પાર ન લાવો રે૦— ૨
વ્યાપી વિશ્વમાં એક, રચક તે જગત્ તણો સુનિયંતા રે,
પછી પદાર્થો જગના ક્યાંથી તેનો પાર લભંતા રે૦— ૩
નિરાકાર, નિર્વિકાર પોતે જગનું રૂપ ન ધરતો રે,
પણ નિજ બળથી રચન, તથા ધારણ, લય કાળે કરતો રે૦—૪

---

૧૬૯

ओ३म् स पर्य्यग[illegible]कमकृ[illegible]र[illegible]द्धमपापविद्धम्।
कविर्म[illegible]षी परिभूः स्वयंभूर्याथातथ्यतोऽर्थान् व्यदधाच्छाश्वतीभ्यः
समाभ्यः॥ यजु० अ० ४० । मं० ८॥

( હોરી. )

તે આકાશ સમો ओंकार.

સકળ જગ વ્યાપક ઈશ્વર સૃષ્ટિ–સરજનહાર૦—તે૦ ટેક.
અખંડ, એક, અનંત, અકાયી, નવ ધરતો અવતાર,
અભેદ્ય, અચલ, અચ્છેદ્ય, એક રસ, છિદ્ર ન કોઈ પ્રકાર૦—સકળ૦તે૦
અતિ સૂક્ષ્મ, તેને નસ નાડી બંધન નહિંજ લગાર,
નિર્મળ જન્મમરણ ભય, શોકથી મુક્ત સદા રહેનાર૦— સકળ૦તે૦
સદૈવ પાપ રહિત ન્યાયી તે ત્રિકાલજ્ઞ અપાર,
સર્વ જીવોના મનનો સાક્ષી વ્યાપક અંદર બહાર— સકળ૦તે૦
આદિ કારણ માત પિતા ઉત્પાદક તેનુ ન થાય,
પણ સર્વેનુ આદિ કારણ તેજ ખરે નિરધાર૦— સકળ૦તે૦
પરમહિતાર્થ પ્રજા સર્વેને આપી વિદ્યા સાર,
સત્ય યથાવત્ શુભ ઉપદેશો અર્પ્યા વેદે ચાર૦— સકળ૦તે૦
સર્વોત્કૃષ્ટ પદાર્થ જ્ઞાનનાં દીધાં દાન હજાર,
નિર્વિશેષ ઉક્તિ ઈશ્વરની વેદ માત્ર સસાર૦— સકળ૦તે૦

—xxx—

૧૭૦

ओ३म् इन्द्रो विश्वस्य राजति। शन्नो अस्तु द्विपदे शं चतुष्पदे॥
यजु० अ० ३६ मं० ८

( દેશ રાગ. )

હે ઇન્દ્ર પરમૈશ્વર્ય ને બ્રહ્માંડના રાજન્!
સર્વ પ્રકાશક આપ છો વળી રક્ષક પ્રાણી માત્ર,
કૃપા કરી અમ કુળપરિવારને સુખદાયક હો નાથ૦— હે૦
હાથી, ઘોડા, ગૌ, પશુ કેરા સુખદાયક હો તાત!
જેથી રહીએ સદા ખુશીમાં અમ લોકો સૌ સાથ૦— હે૦

———०———

૧૭૧

ओ३म् न तस्यं प्रतिमा अंस्ति यस्य नाम ब्र यशः।
हिरण्यगर्भ इत्येष मा मा हिंसीदित्येषा यस्मान्न जात इत्येषः॥
यजु० अ० ३२ मं० ३

( ભેરવી, આવો મીઠા મે માન. )

તે કરો રક્ષા મારી.
વ્યાપક પૂર્ણ નિરાકાર ઈશ મહિમા ભારી૦— તે કરો૦ ટેક.
ઉત્પાદક સૂર્યાદિ સહુ તેજસ્વી ગ્રહ સાર,
અજન્મ, અજર, અમૃત્યુ તે વેદાજ્ઞા દેનાર૦— તે કરો૦
માટે તે પરબ્રહ્મની પ્રતિમા મૂર્તિ ન માપ,
અનુપમેય અમૂર્ત છે તેનાં નવ માબાપ૦— તે કરો૦

———

૧૭૨

महावामदेव्यम्.

सामसंगीतकम्.

ओ३म् काऽ ५ या । नश्चा ३ इत्रा ३ आभुवात् ।
ऊ । ती सदावृधः सखा। औ हो हाइ । कया २३ शचाई
ष्ठयी हो ३ हुम्मा २ । वा २ र्तौ ३ऽ५ हाइ ॥१॥

( માલકોષ )

સદા વર્ધમાન હરે! કૃપાળુ સખા બંધુ રે,
અદ્‌ભુત રૂપ પૂજ્ય રે૦—સદા૦
કયા પ્રકારે કયા આચારે, પ્રસન્ન હો અમ પરે?
કરો અમોને તમારા રે૦—સદા૦

———०———

१७३

**ओ३म् का ऽ ५ स्त्वा । सत्यो ३ मा ३ दानाम् । मा । हिष्ठो मात्सा**
**दन्धः सा । औ ३ होहाइ । हढा २३ चिदा । रुजीहो ३ । हुम्मा २ ।**
**वा ऽ ३ सो ३ ऽ ५ हायि ॥**

( સારંગ )

મહાનંદ અવિનાશી !
ભોગ જનિત સૌખ્યોથી તું ઉત્તમ સુખદાયી,
મારી એવી કઇ પૂજા જે તને પ્રિય ઘટવાસી ?
સત્યરૂપ સુખરાશિ ! ०
દુષ્ટ દુઃખદ રોગોમાં દારૂણ તાપની માંહીં,
તારી છાયા અમૃત શી ०

---

१७४

**ओ३म् आ ऽ ५ र्भा । धुणा ३ः सा ३ खीनाम् । आ । विताजरामितृणाम् । औ ३२३**
**होहाइ । शाता २३ म्मधा । सियौ हो ३ । हुम्मा २ । ता ऽ २ यो ३ ऽ ५ हाइ ॥**

( કલ્યાણ. )

હે પરમેશ્વર ઇન્દ્ર !
પ્રાણી પર જે પ્રીતિ કર તેનો તું રક્ષણકેન્દ્ર,
પ્રજાને પાળે તું પિતા થા મમ ત્રાતા શરણ્ય,
દે દર્શન સુખચન્દ્ર ! ०—



## ૧૭૫ મને માલૂમ ન્હોતું.

( ગઝલ. )

પ્રિયા તું પાસ હતી એ મને માલૂમ ન્હોતું,
જીગરનો વાસ હતી એ મને માલૂમ ન્હોતું૦—પ્રિયા૦ ટેક.
તને જોવા કીકીઓ બહાર ફાંફાં મારતી'તી,
તું રોશની કીકીમાં રમતી મને માલુમ ન્હોતું૦— પ્રિયા૦ ૧
હતું ઉડતું તું કાજે મનઃ મારૂં ખૂબ દૂરે,
કિન્તુ તુ છૂપી'તી મનમાં મને માલૂમ ન્હોતું૦— પ્રિયા૦ ૨
હતા પ્રાણો ઉછળતા બહાર તુજને ભેટવાને,
ધમણ એ તું'તી ધમનારી મને માલૂમ ન્હોતું૦— પ્રિયા૦ ૩
શ્રોત્ર મુજ તારી ઇશ્ક કહાણી સુણવા દૂર ધાતા,
તું ગોલખ શ્રવણમાં બેઠી મને માલૂમ ન્હોતુ૦— પ્રિયા૦ ૪
વાણી મારી એ તારી શ્રુતિ પ્રીતિ ગીતિ ગાતી'તી,
વાણીમાં છાની તું રાણી મને માલૂમ ન્હોતું૦— પ્રિયા૦ ૫
થઈ દેદારની ઝાંખી તદા સૌ ભરમ આ ભાંગ્યો,
અહાહા ! **तत्त्वमसि** વ્હાલી મને માલૂમ ન્હોતું૦—પ્રિયા૦ ૬

---

## ૧૭૬ હું ફોકટ ઢુંઢતો'તો.

( ગઝલ. )

જ્યોતિમાં જ્યોતિ બળતી'તી હું ફોકટ ઢુંઢતો'તો,
સાફ પરદામાં સ્પષ્ટ હતી હું ફોકટ ઢુંઢતો'તો૦—ટેક.
હતો ભરપૂર સાગર શાન્ત એક રસે ભરેલો,
મત્સ તરસ્યો પીવા પાણી હું ફોકટ ઢુંઢતો'તો૦— ૧
ઉભો એ શર્કરાનો પ્હાડ પૂર્ણ મીઠાશવાળો,
મકોડો ત્યાં ભૂખે મરતો હું ફોકટ ઢુઢતો'તો૦— ૨
મધુરી કસ્તુરીની ભભક ભીતર મ્હેકતી'તી,
જંગલમાં બ્હાવરો મૃગલો હું ફોકટ ઢુંઢતો'તો૦— ૩
કિરણ–સળીથી સુધાકાન્તિ કીકીમાં આંજતો ભાનુ,
તિમિરમાં તેજ જોવા ઘુડ હું ફોકટ ઢુંઢતો'તો૦— ૪

બધામાં વ્યાપી તું જડ, ચેતને, જળ, સ્થળ, ફૂલો, ફળમાં,
કિન્તુ પથરેજ થઈ ડાહ્યો હું ફોકટ ઢુંઢતો'તો૦— ૫
ત્રુટયો આડેથી એ પરદો ભેટી માશુક મુખ મલકી,
'હું તારી પાસ છું આશક તું ફોકટ ઢુંઢતો'તો'૦— ૬

———o———

## ૧૭૭ પ્રભુ પ્રિયતમની શોધ.

( નિંદલડી મારી કયાં ખોવાણી આજ' )

પ્રીતમજી મારા ક્યાં સંતાયા રાજ રે હો પ્રીતમજી ? !
પ્રભુ રે પ્રીતમજી ! વિભુ રે પ્રીતમજી ! મને ક્યાં મળો હો જી ?૦—ટેક.
શોધી શોધી મારી આંખ રે હો પ્રીતમજી ! સૂક્ષ્મ દર્શકથી,
દૂર દર્શકથી દૃષ્ટે ક્યાં પડો હો જી ?૦— ૧
પૃથ્વી–પડે, અગ્નિ, જળે રે હો પ્રીતમજી ! વાયુ આકાશે,
ગ્રહ તારા ભાસે મને ક્યાં જડો હો જી ?૦— ૨
પૂછ્યું પૅરી વિદ્યુત્ ને તાર રે હો પ્રીતમજી ! 'ક્યાં છે એ દિલબર' !
કંપી કહ્યું ' ન ખબર ' મને કાં ટગાવો હો જી ?૦ —૩
ઉડયો અન્તરિક્ષે લઇ વિમાન રે હો પ્રીતમજી ! બરકયા 'એ--ક્યાં છો '
પડછંદો ' એ--કયાં છો '? મને ના લજાવો હો જી૦— ૪
ઢુંઢ્યા મન્દિર મસ્જિદનાં સ્થાન રે હો પ્રીતમજી ! દેવળ ને ચર્ચો,
મક્કા, ને તીર્થો મને ક્યાં ધુમાવ્યો હો જી ?૦— ૫
પૂજ્યા મનમાન્યા પાષાણુ રે હો પ્રીતમજી ! કહી વિષ્ણુ, શિવો,
મહાદેવી, દેવો કોઇ ના ફળ્યા હો જી !૦— ૬
પતગ થઈ બેઠો ભાણુ રે હો પ્રીતમજી ! બન્યું પરમાણુ ખમ્,
' **अहं ब्रह्म शिवोऽहम** ' કહી ફોક ફૂલાયો હો જી !૦—૭
મથી મથી પ્રાણો આવ્યા વાજ રે હો પ્રીતમજી ! કઈ ભૂલવણીએ,
વિરાજો વરજી રે ? હવે ના તલસાવો હો જી !૦— ૮
રૂંકી ત્યાં તો શ્રુતિ–ચિઠ્ઠી પાસ રે હો પ્રીતમજી ! કહ્યા ગુપ્ત મન્ત્રો,
પ્રાપ્તિના યત્નો બધો ભ્રમ ટળ્યો હો જી !૦— ૯

———xx———

## ૧૭૮ ફોટો લેવા દિલદારને પ્રાર્થના.

( બાદીલા એગે આયો જાય —રાગ માઢ )

દેખાડી દે દિલદાર દેદાર, તારો ફોટો લેવા દે લગાર૦–ટેક.
મુજ ઉરકેમેરા તણો અનુપમ ફોકસ–સાજ,
આત્મ–પ્લેઇટ વિમળી મળી તને વિરાજવા કાજ૦–– ૧
ખોલ ઘુંઘટપટ અટપટો, મિષ્ટ મીટ ક્ષણ માંડ,
ક્રોડો અંધાં વર્ષમાં એ ઉજ્જવળ પળ માંડ૦— ૨
કીર્તિ તુજ ખુબસુરતીની તુજ શ્રુતિ–દૂતી ગાય,
જગ શ્રુતિનો કીર–અતિથિ આ રતિથી રવવા ચાહ્ય૦— ૩
દસ્કી ફકીરો હઠવવા, હઠીલી તારી લાજ,
મથી મથી થાક્યા પછી વળ્યા '**નેતિ નેતિ**' કહી વાજ૦—૪
'**નેતિ નેતિ**' નિરાશમાં, કંઈ બંદા બેહાલ,
દઇ ફોટો પ્લેટે હવે કર કેમેરો ન્યાલ૦— ૫
રોકુ ઇન્દ્રિય–છિદ્ર દઈ બાહ્ય ચમક સંચાર,
જ્ઞાન–દીપે અષ્ટાંગમાં ધોઇ ગ્રહું વિકાસ૦— ૬
આત્મ–પ્લેઇટ ફોટા તણું તારૂં ઓઇલપેન્ટ,
કરશે કવિતા કામિની રાખી પૂરી ખંત૦— ૭
મહાભિમાનિની માનિની મુજ કવિતા કાન્તાય,
શોખથી તેની શોકને ઝુલવા દે ઉર કાવ્ય૦— ૮
શરમા મા **શર્મા** કને સુંદરી રે શરમાળ!
આ ફક્કડ વિણ અન્ય કો કવશે તુજ રૂપ ખ્યાલ૦— ૯
તારી શરમ થકીય છે મારી કલમ રીસાળ,
ચિત્ર બનુ કે ચિત્ર તુજ ચિત્ર ચિત્રવા તિયાર૦–– ૧૦
છબીલી! તુજ છબીની છટા, છક કરશે સસાર,
છૂટશે માયાના છકા, ચતુરો જ્યાં ચળનાર૦— ૧૧
લાજ મૂકામણ એક આ કાવ્ય ચુંબને ચાર,
હસ તો હજાર હસમુખી! આલિંગને અપાર૦— ૧૨
સુંદરી! સાર્થક સ્વરૂપ તુજ, ત્યારે થયુંજ ગણાય,
પછી કામણીઆં કાવ્ય મુજ જગ તું પર મરી જાય૦–– ૧૩
ધન્ય! કેમેરા પ્લેઇટને, ધન્ય! કલમ કાન્તાય,
ચિતાર અનુભવનાર ધન્ય! અહોહો! દર્શન થાય!!૦–– ૧૪

## ૧૭૯ ઓમ્ પ્રિયાર્થ દશક.

( ગઝલ )

પ્રિયે **ઓમ્** ! ઇશ્ક બિમારી મને તુજ નામની લાગી,
ખરી અલમસ્ત ખુમારી જીગરમાં જીવતી જાગી૦— પ્રિયે૦ટેક.
નથી દીઠી તને મીઠી તથાપિ ધીટ હુ થાઉં,
શી પરવા પ્રેમી પાગલને બકુ જે દિલમાં આવ્યું૦-- ૧
ફકીરોએ લખેલી સુંદરી ' ખુબસુરતી તારી,
પઢી તે, જાન ફટકી કે કરૂં કયારે તુથી યારી !૦-- ૨
પુરાણી ચિટ્ઠી–શ્રુતિઓમાં પ્રીતિના મન્ત્ર તેં ફૂંક્યા,
સુણી તે, જાન જોખમથી ભેટવા પ્રાણ મુજ ઝૂક્યા૦-- ૩
સરસ સૌથી લખ્યો ત્યાં તે એ તુજ સયોગનો આનદ,
હશે કેવો એ રસઆસ્વાદ?! ચહુ છું ચાખવા મતિમન્દ૦-- ૪
પ્રણુવ તુજ જાપ જાપું છું, શ્રુતિ–ગાનો આલાપુ છું,
તને યશે પ્રલાપુ છુ સુષુપ્તિમાંય જલ્પુ છું૦-- ૫
ન પ્રાકૃતિકી ઇલાજોથી, બિમારી મારી આ જાશે,
દયામૃતની દવા તું પા, અમર આ ભક્ત તો થાશે૦-- ૬



## ૧૮૦ પ્રભુ પદ્મને.

( ગઝલ )

અરે પ્રભુ પદ્મ ! આ ભમરો મરે છે, હો મરે છે હો,
લપટવા જ્યોતિ–પાંખડીમાં ઝુરે છે, હો ઝુરે છે હો૦—ટેક.
લોભાવતી'તી બીજી કળીઓ, ભુરકીઓ છાંટતી મલકી,
કટાક્ષે અન્ય અજાયા, ન એવી મુજ નીતિ હલકી૦— ૧
હુ તો તારા પરાગોની શુદ્ધ સુરભિમાં ખેચાયો,
સબબ અલિ અમલ કમલ તણો પરિચય સિદ્ધ જગ જાણ્યો૦— ૨
ગુંજી 'બ્રહ્મ બ્રહ્મ' હુલી ફુલી હું આવતો'તો તું ફૂલ પાસે,
અફાળ્યો સખ્ત વંટોળે, પછાડયો પાણીમાં જોસે૦— ૩
ઉડયો'તો ભાવ લઇ ઉંડા, પીવા તુજ રતિ–રસ કુડાં,
બધી મનની રહી મનમાં નડયાં કંઈ પૂર્વ કર્મ કુડાં૦— ૪
પીડાઉં પ્રેમવાળો હું હણાઉં હેતમાં તારા,
ઉછાળે ખાઉં છું ગળકાં મારૂં વલખાં, ન પણ આરા૦-- ૫

પુગ્યો તદ્દન નજીક તરતો જરા ઝુકી હાથ સ્હારો દે,
કમોતે મરતા જાનીને દયા દાખી ઉગારી લે૦— ૬
ન તારાંની તને પરવા પછી તે દાદ કયાં ચહાવી?
કદર બસ એજ કે જળચર ભક્ષે જાયે મને ચાવી ?૦— ૭
દયાળુ શુ તું હસમુખું યદિ કીધુ હૃદય લુખું,
શરણુ આવેલને તારે મમત્વ મહાનનું ઉંચું૦— ૮
મનોરથ પૂર્ણ થાવા દે, સંભોગાનંદ લેવા દે,
ત્રિવિધના તાપ ટળવા દે શાન્તિની હુંફે સુવા દે૦— ૯

—xx—

## ૧૮૧ ઓરૂમ્ કૌમુદીને

( ગજલ. )

અરે ઓ કૌમુદી! ગગને છકેલી કયાં છુપાઇ છો?
ચકોર હું ઝંખુ છુ લગને રસીલી કયાં લપાઇ છો ?૦—ટેક.
રટુ તુજ નામ ઓ! વાહલી ! કરી જિહ્વા ઘેલી કાલી,
જશે શું પ્રાર્થના ખાલી ? નમેરી થઇશ શું ઠાલી ?૦— ૧
બળું તારા વિરહ અગને ઉડું અહીં તહીં ઉંચે વદને,
ઉઘાડ એ ઘૂમટો–માયા જે વાદળી થઇ દુભે મુજને૦— ૨
લાંબા કર કર-કિરણ તારા રૂપેરી પીચકારી શા,
દે છાટી શીત અમીધારા, લે કર તર મુજ ઉર બળતા૦— ૩
અનોખાં હાસ્યમાં કરની, રેલ છેલ આનંદની,
ભરી ભરી ચાંચ એ મદની, પી થઉં બસ મસ્ત મસ્તાની૦— ૪
એ તારા રોશની દરિએ, તરૂં ઉડું પાંખ ફેલાવી,
દઈ દઈ ડૂબકી ઉંડી, ચણું મુક્તામુક્તિ લાવી૦— ૫

——o——

## ૧૮૨ પ્રભુ મેઘને.

( ગજલ. )

મધુરા મેઘલા પ્રભુજી! મત્સની દાદ સાંભળજો,
ક્ષુદ્ર ખાબોચીયા–દેહે તરફડું ભાળ ઝટ લેજો૦—ટેક.
ત્રિવિધ તાપોની ગરમીથી. બધો રસ કસ સુકાયો છે,
સડેલા ભ્રષ્ટ કીચડમાં કંઠે પ્રાણુ આવ્યો છે૦— ૧

ચથઈ હું કાળ બગલાથી, કયેં આવે કયેં ઝાલે ?
દયામય આપ વિણુ આ કાળ, દીનને કોણુ સંભાળે ?૦— ૨
ભગતકું રંકડું તલસે, કયેં અમૃતડાં વરસે ?
દગ્ધ દિલ કાળજું ઠરશે, મહાઆનંદ ઉછળશે૦— ૩
પ્રસિદ્ધ સંબંધ મીનજળનો, સહે ન વિયોગ ક્ષણુભરનો,
હવે ન કસોટીમાં ફળ હો ! વિલંબ કરો નહિ પળનો૦— ૪
કરો આશ્વાસના–ગર્જન, કૃપાદગ્ વીજ ચમકાવી,
દયાની વૃષ્ટિ વર્ષાવી, દિયો સૃષ્ટિને નવરાવી૦— ૫
ખસેડો બદ્ધ પલ્વલથી, ભેળાવો શુદ્ધ સાગરથી,
અગાધ તળે રહુ સુખથી, ન જ્યાં ભય તાપ કે બગથી૦— ૬

---

## ૧૮૩ ચિદાનંદ સ્વાતિબિન્દુને.

( ગજલ. )

ચિદાનદ સ્વાતિબિન્દુ ઓરૂમ્ ! તને હું ચાતંકુ ઝંખું,
વૃત્તિ આંકી સમાધિમાં, બીજે મારૂં નહિ મટકું૦—ટેક.
ચમકતી વીજ માયાવી, ગરજતા મેઘ કામાદિ,
મયૂર થૈ થૈ રહ્યા નાચી, પપૈયા, દાદુર ઉન્માદી૦— ૧
ન હું તે તુલ્ય થઈ નાચું, ક્ષણિક વાતે તે શુ રાચું ?
પરન્તુ તુજ સ્વરૂપ તણો અમારસ મીઠડો યાચુ૦— ૨
ચીરી એ મેઘની માળા, વિદારી વીજની જવાળા,
સિંચી અવિચ્છિન્ન રસધારા, તું કર પ્રાણો અમર મારા૦ ૩
હું તારા પ્રેમનો પ્યાસો, જરા વર્ષી દે દિલાસો,
જીગરમાં કર જરૂર વાસો, કે પ્રકટે પૂર્ણ ઉલ્લાસો૦— ૪
અનન્ત, અગાધ રસ તારો, એ ચાર ટીપે ન ખૂટનારો,
થશે પણ પાર મુજ બેડો, અવિચળ શાન્તિનો વારો૦— ૫

---

## ૧૮૪ છીપની ભકિત.

( દિવાના હું મૈં સ્યાદા હું તલફગાર હું તેરા. )

દિવાનો છું મસ્તાનો છું પ્રભુ ! છીપ હું તારો,
ખારાય વિશ્વસમુદ્રમાં હું મિષ્ટતાવાળો૦— ટેક.

અદલી તરંગો નવ નવા રંગો કૂદે નાચે,
નિજ હાલમાં હું મસ્ત તેની ન પાસ ફરકનારો૦— ૧
તોફાન, ઉલ્કાપાત કંઈ આવે સપાટી પર,
મન્થાય સૌ જંતુ ન વાંકો વાળ પણ મારો૦— ૨
પાણી ઉંડાં માપી લીધો મેં અનુભવ સારો,
નહિ પાપ પારાધિની જાળે હું ફસનારો૦— ૩
કંઈ વાદળી કામી કટાક્ષો ફેંકી ફૂહે બોલો,
પાવા ચહે નિજ મોહ–ફોરાં, પણ ન હું ભોળો૦— ૪
આ છીપ તો તુજ જ્ઞાન–સ્વાતિબિન્દુ પીનારો,
તેને જીગરની નાલિકામાં પ્રીતે ભરનારો૦— ૫
લઇ પ્રાણ–યન્ત્રે શ્વાસ–ધમણે ફૂંકવાવાળો,
મુજ ભક્તિ વિદ્યુત્ શક્તિની ગતિએ ચડવનારો૦— ૬
સદ્ધારણાથી ધ્યાનમાં જ્યોતિને જોનારો,
એ ફળ સમાધિનુ હુ આનન્દ–મોતી લેનારો૦— ૭
તૈયાર ચીરાવા કસોટીનો કદી વારો,
વ્હેશે જીગરમાથી ધવલડા કાન્તિ અંબારો૦— ૮

---

૧૮૫ **પ્રભુ હંસને.**

( ધીમા ધીમા ચાલો )

આવો આવો પ્રભુજી હસ પ્રાણુ રે !
મારાં હૃદયાં સરોવર આ ઉભરાઇ રહ્યાં, રસે છલકાઇ રહ્યાં,
લ્યો સુલાણુ રે૦—આવો૦—ટેક

વૃત્તિ–વેલીઓ ઝુકી રહી, પાડી શીળી છાંય,
જ્ઞાન–મોતીથી પોંખવા, ઉંચી નીચી થાય;
શાન્તિ–લ્હેરી થૈ થૈ થનથન નાચી રહી,ભક્તિ–ઊર્મિ તાલીથી તાલ માપી રહી,
પ્રીતિ–વેણુ સુનાદો આલાપી રહી, રસ આણુ રે૦— આવો૦—૧

લલકારો ओ३म् પ્રણવમાં, વેદ–બ્રહ્મનાં ગાન,
જગ–ફોનોગ્રાફ્ય ફરી ઝીલે એ સ્વર તાન;
કૃપાકટાક્ષામૃતોનાં બુન્દડાં ઝરો, સુકાં ચતુષ્ટયનાં તીર મારાં લીલુડાં કરો,
ઝળહળ જ્યોતિના અંબારો ભરો, ઓ સુજાણુ રે !૦— ૨

આપ વિના પ્રિય હંસલા! સુની મારી જાન,
ગગનમડપે શશી વિના સુની તારલા જાન;
દિવ્ય દર્શન દઇને વિયોગદુ:ખડાં હરો, ત્રિવિધ તાપો આનદ તણી છોળે ઠરો,
મુક્તિ સ્વર્ગાગના મારાં પાને કરો ઘો વરદાન રે ।૦— ૩



## ૧૮૬ બ્રહ્મભ્રમરને નિમન્ત્રણ.

( રાગ—રામગરી )

હૃદયકમળ મારાં ઉઘડી રહ્યાં છે, બ્રહ્મભ્રમરજી! પધારો રે,
રૂડા વેદ–ભૃકાર ગુંજારો રે, પ્રણવા- નાદ લલકારો રે૦—ટેક૦
વૃત્તિપાંખડી કર કરી પહોળા આલિંગવા આરાધે રે,
ગર્ભે પૂજાયે પ્રેમ–પરાગની અર્ઘ્ય–અજલિ છાંટે રે,
કઇ ભણકારે મીટ માંડે રે તમ સ્વરૂપ–સમાધિ સાધે રે;
શુદ્ધ શરીર–સરે ઇન્દ્રિય કલ્લોલ શાન્તિમાં ભાળો રે૦— ૧
હું ખીલ્યું છું આપય ગુજી સભોગાનદ આપો રે,
ચુમી ચાપી એકમેક લપી તાપ વિરહના કાપો રે;
અદ્વૈત શુ દ્વૈત જમાવો રે, મધુરસના ઓઘ રેળાવો રે,
તુર્યાની લ્હેરીમાં સ્વર્ગીય દિવ્ય સુગધિ ફેલાવો રે૦— ૨

---

## ૧૮૭ મારી સખીનુ કટાક્ષ.

( ગરબી )

મારી સખીના કટાક્ષમાં રે લોલ, ડોલ્યુ બ્રહ્માડ આ તમામ,
ફકીર ફાકડા રે કો, આવે ઘવાવા એ કટાક્ષમાં રે લો૦—ટેક૦
સચારે શશીસૂર્ય જ્યા સરી રે લોલ, ધરે વીજ ફૂદડીના ફેર,
તારા નાચીયા રે હો, આવો જોવા એ રાસ મડળી રે લોલ૦—૧
વાગે મધુરીશ્રુતિબસરી રે લોલ, ખીલ્યાં ઋષિમુનિનાં રોમાચ;
પ્રણવ તાનથી રે હો, સુણજો એ બ્રહ્મગીતિ સુરીલી રે લોલ૦— ૨
છક્કા માયાના ગયા છૂટી રે લોલ થઇ તીરોધાન લજવાઇ,
પ્રિયા–દર્શથી રે હો, આવો માયાથી હવે લઇ છૂટી રે લોલ૦— ૩
ગોપીચન્દ્ર, ભર્તૃહરિ, શુક, બુધ રે લોલ, છોડી વિશ્વ, વૈભવ ને રાજ્ય,
માયા યારીને રે હો, કટાક્ષે ઘવાઇ ભૂલ્યા શુધબુધ રે લોલ૦— ૪

---

## ૧૯૮ સખીનાં કટાક્ષનાં બાણ.

( નામ જપી લે તું પ્રાણ નારાયણ નામ જપી લે )

સખીનાં કટાક્ષના બાણ જેને વાગ્યાં હોય તે જાણે,
બીજા શું જાણે હેવાન ! ફોડે શિર વિષયને પહાણે૦—ટેક૦
મેનાવતીનો બેટડો, **ગોપીચન્દ્ર** સુકુમાર,
રાજ્ય, શ્રી, સ્ત્રી ભોગો તજ્યાં, ખાઈ તેજ કટાક્ષનો માર૦— જેને૦
જાયો માયા રાણીનો, ગોપાનો પ્રિય પ્રાણ,
કટાક્ષ વિદ્યુત ચમકમાં, ઝબકી અંજાયો **બુધ** ભગવાન્૦ – જેને૦
ઉજ્જયિણીનો રાજીયો, પ્રવીણ કવિ રસજાણ,
ગયો ઘવાઇ **ભરથરી,** એ કટાક્ષનુ લઇને એધાણ૦— જેને૦
બ્રહ્મચારી **શુકદેવજી,** વ્યાસ સુત વિદ્વાન્,
એ કટાક્ષના ઇશ્કીએ રંભા ભૂનુ ઉતાર્યું ગુમાન૦— જેને૦
યોગી **કૃષ્ણ,** ને **ક્રાઈસ્ટ** શા, **શંકર, શ્રીદયાનંદ,**
ગાંડા ઘેલા થઇ ફર્યા, એ કટાક્ષનો લેવા આનંદ૦— જેને૦
હૃદયગ્રન્થિ ભેદાય છે, વિષય–ભ્રાન્તિ છેદાય,
કર્મ–બંધ ટળી જાય છે, થાતાં કટાક્ષ–ઝાંખી જરાય૦— જેને૦
એ કટાક્ષ પાછળ થયા કઇ બંદા બરબાદ,
બિયાબાન નાગા ફર્યા પાડી **ઓ૩મ્ ઓ૩મ્,** સનમનો સાદ૦— જેને૦

---

## ૧૯૯ મારી પ્રિયાનો રૂવાફ.

( નામ જપી લે તુ પ્રાણ. )

મારી પ્રિયાનો રૂવાફ અજબ છે મારી પ્રિયાનો,
થઇ સિંહણ પણ ત્યા મ્હાત ગજબ એ મારી પ્રિયાનો૦—ટેક૦
તેના ભયથી સૂર્ય આ, પાડી રહ્યો પ્રકાશ,
થરથર વિજળી રહી ધ્રૂજી, ઘૂમે ચન્દ્ર, તારલીયા આકાશ૦— અજબ૦
માયા કંપી ગઇ ભયે, લબ્બે હાજર પાસ,
જેમ મદારણ દોરીમાં નાચે થનગન વાંદરી નાચ૦— અજબ૦
હુકમે પૃથ્વી રહી ફરી તેડી સિન્ધુસુત કેડ,
નદ, સર જળના અર્ઘ્યથી અર્પે ફળફૂલ ઔષધિ ભેટ૦— અજબ૦
જેના ક્રોધ–કટાક્ષમાં ગુલામ થઈ ગ્યો કાળ,
રહ્યો રમાડી ગોદમાં મારી વ્હાલીનુ બ્રહ્માંડબાળ૦— અજબ૦

નાસ્તિક, દુષ્ટો, દાનવો, સૌ ત્યાં પામે ત્રાસ,
તે રૂવાફ્થી છટકવા, ક્યા રાવણુ, નેપોલ્યનની વિસાત ?૦— અજબ૦
પણુ કોમળ દિલ પ્રેમીને, માશુક રૂદ્ર રૂવાફ,
ભાસે જેમ કમળ દિલે ઉષાદેવીપ્રસૂત સુત તાપ૦— અજબ૦

---

## ૧૯૦ ઈશ્વરી માલણને.

( હરિગીત સોહણી )

ઓ ઈશ્વરી માલણુ પ્રિયે! ઉર-બાગ આ તુજ હાથ છે,
માલીકી તારી એકની, બસ તે તુંથીજ સનાથ છે૦—
એને ઉજડ વેરાન કર કે શ્રેષ્ઠ નન્દનવન થકી,
તે સૌ બગાડ સુધાર તારા ઉજ્જવળા યશ સાથ છે૦— ૧

તેમાં ઘણુા કુછોડ કાંટા ઘાસફુસ અસાર છે,
તેને ઉખેડી છેદી ભેદી સાફ કરવે ખ્યાત છે૦— ૨

ઋગ્વેદથી ખેડી, યજુ–ખાતરજ તર ત્યાં નાખજે,
ને સામનાં બી વાવી પાણી અથર્વ તણાં સિંચજે૦— ૩

સદ્બુદ્ધિ–કલ્પતરૂ ગગન ને સ્વર્ગભેદી ઉગાડજે,
મોક્ષામૃતાં ફળ પુણ્યનાં સ્વાદિષ્ટ મિષ્ટ લગાડજે૦— ૪

આરામ આ જગપ્રાણીનું આરામસ્થાન બનાવજે,
એમાં વિહરતા વૃન્દને તે ફલાસ્વાદ ચખાડજે૦— ૫

દાહ આશ્રિતોનાં દુઃખ, દર્દો જન્મવૈર ભૂલાવજે,
શું શાન્તિ ડાળ હિલોળ લ્હેરે પ્રણુવ કલ્લો લાવજે૦— ૬

---

## ૧૯૧ દિલબરની ઢુંઢણા.

( કોઈ અમને કૃષ્ણ દેખાડો રે મધુવનમા )

કોઇ અમને દિલબર દેખાડો રે ઘટ ઘટમાં,
દેવળ ઢુંઢયાં મંદિર ઢુંઢયાં ઢુઢયાં તીરથ ને પહાડો રે,
પથ્થર એટલા દેવ કરી પૂજ્યા તોએ ન વળીઓ દહાડો રે૦—ઘટ૦ ૧

મુંડા એટલા ગુરૂઓ કીધા સંશય કોઇએ ન કાઢયો રે,
શંકર, વલ્લભ, નાથજી, નૃસિંહો શિર ફોડયા જન્મારો રે૦—ઘટ૦ ૨

જાર ભાવનાં ધોળા ગાયાં વિષયે આત્મા ડુબાડયો રે,
કૃષ્ણ નામથી કલંક દઇ કહ્યો કામી, ચોર, લબાડો રે૦— ઘટ૦ ૩
મૂર્ખ, ગમાર, વ્યસની બ્રાહ્મણ–મુખ સાંભળી પુરાણ રાડો રે,
અગીઆરસાદિમાં ભૂખે મરીને માર્યો પેટે પહાણો રે૦— ઘટ૦ ૪
મન્ત્ર જન્ત્ર ને ભૂત પ્રેત પીર ઉતરાવ્યાં કંઇ ઝોડો રે,
દેવીને જીવ–બલિ ચડાવ્યા સુણીને ચંડી પાઠો રે૦— ઘટ૦ ૫
ન કરવાનું કીધું બધું ફરી એકેક પંથનો વાડો રે,
જ્યાં ભાળું ત્યાં **લોભી ગુરૂ ને લાલચુ ચેલાની** ધાડો રે૦—ઘટ૦૬
માયિક જડમાં મૂઢ બન્યા સૌ ક્યાંથી આવે આરો રે ?
સનમ સનમની બાંગ પોકારી થાકી થાકી હાર્યો રે૦— ઘટ૦ ૭

---

૧૯૨ **ઢુંઢણામાં ઉત્તર.**

( રાગ ઉપરનો. )

કોઇ તમમા દિલબર નિહાળો રે ઘટ ઘટમાં,
નથી દેવળ તે નથી મદિર તે નથી તીરથ કે પહાડો રે,
પત્થર સાથ થશો જડ પત્થર તોય ન વળશે દહાડો રે૦—ઘટ૦ ૧
ચેતનને ચેતનથી ઢુંઢો જીવથી ઇશ્વિર ભાળો રે,
સદ્‌બુદ્ધિને ગુરૂ કરી રાખો સારજ સરશે સારો રે૦— ઘટ૦ ૨
બાકી બીજા પોપ પાખંડી તેની સોબત ટાળો રે,
વૈદિક ધર્મ કર્મ કીધાથી સુધરશે જન્મારો રે૦— ઘટ૦ ૩
યમનિયમોનાં ચડી પગથીઆં સમાધિ સુધી સંભાળો રે,
મુક્તિ–અટારીએ ત્યારે ચડીને **ઓ૩મ્**– ચાંદની ભાળો રે૦—ઘટ૦૪
ખાંડ ભરેલ ઘડે કીડી પણ મોમાં કોદરો કાળો રે,
ગળપણ ક્યાંથી ચાખી શકે જ્યાં સુધી મૂકે નહિ ઝાલ્યો રે ગ૦—ઘટ૦૫
તેમજ બ્રહ્મ રહ્યો વ્યાપક ને જીવને મહીં ધારો રે,
માયા મુખમાં ઝાલી તેથી ઇશને ન અનુભવનારો રે૦—ઘટ૦ ૬
છોડી દ્યો એ માયા–દાણો પ્રકૃતિ–પડદો ફાડો રે,
સઘળે સચ્ચિત્ બ્રહ્મ જણાશે પૂર્ણાનન્દ થનારો રે૦— ઘટ૦

---

## ૧૯૩ દિલબર પાસ વસતો.

( ભૈરવી. સ્વામી રામનાં કાવ્ય પરથી. )

દિલબર પાસ વસતો ક્યાં જઇને ઢુંઢવો ?૦— ટેક૦
ગલી ને બજાર ઢુંઢયો, શહેર ને પ્રાન્તે ઢુંઢયો,
ઘર ઘર દિવાલ ઢુંઢયો પત્તો નહિ પામવો૦— દિલ૦ ૧
મક્કા કે મદિના આઢો માથાથી મસીદ બાંધો,
ઉંચી ઉચ્ચારો બાંગો તોએ નહિ લાધવો૦— દિલ૦ ૨
ગંગા પીઓ યમુના ન્હાઓ, કાશીથી પ્રયાગ જાઓ,
બદ્રી, કેદાર ધાઓ લાકડાંનો લાડવો૦— દિલ૦ ૩
દેવળ, મંદિર ભટકો પથરાથી શિર પટકો,
જડતામાં જડ થઈ અટકો ખટકો નહિ કાટવો૦— દિલ૦ ૪
બનો જોગી કે વૈરાગી, સન્યાસી જગત્ ત્યાગી,
દિલની ન એઠ ભાગી ઠાલો ડોળ ઘાલવો૦— દિલ૦ ૫
ગળે કઠી, માળા ઘાલો, તિલકો, છાપા લગાવો,
આરડીને કીર્તન ગાઓ, દભ દેખાડવો૦— દિલ૦ ૬
ઘુડોને સુરજ કેવો ? અંધાને કાચ જેવો,
મૂર્ખોને બ્રહ્મ તેવો અનુભવે ન આવવો૦— દિલ૦ ૭

---

## ૧૯૪ કોણ તરશે ?

( રાગ-ખમાચ-ઝીંઝોટી )

તરશે તો તે જે જુએ હૃદયમાંહી હરને૦— ટેક૦
ગંગામાં નહાવાથી પાપી નર તરી જાય,
મીન કાં ન તરે જેનું જળમાંજ ઘર છે ?૦— તરશે૦ ૧
જટાના વધારવાથી પાપી નર તરી જાય,
તરે કાં ન લાંબી વડવાઇઓથી વડ તે ?૦— તરશે૦ ૨
મુડના મુડાવાથી પાપી નર તરી જાય,
તરે કાં ન મેઢાં જેનાં મુડયાં શિર ધડ છે ?૦—તરશે૦ ૩
શખના વગાડવાથી પાપી નર તરી જાય,
શ્વાન કાં ન તરે જેનો શંખ સમો સ્વર છે ?૦—તરશે૦ ૪
ભસ્મના લગાડવાથી પાપી નર તરી જાય,
ગધા કાં ન તરે જે લોટે દિનભર છે ?૦— તરશે૦ ૫

અગ્નિમાં તપ્યાથી જો પાપી નર તરી જાય,
કાં ન તરે પતંગો જે મરે દીપ પર છે ?૦— તરશો૦ ૬
લગાડે તિલક છાપ પાપી નર તરી જાય,
હાથી કાં ન તરે જેને ચોપડે સિન્દુર છે ?૦— તરશો૦ ૭
પથરાઓ પૂજવાથી પાપી નર તરી જાય,
તરે કાં ન પોતેજ પથરા જે જડ છે ?૦— તરશો૦ ૮
જળે હાડકાં નાખે પાપી નર તરી જાય,
તો પછી જીવતાં શું જ્ઞાન ધર્મની જરૂર છે ?૦—તરશો૦ ૯
તરવું તો તેથી જે હોયે તરેલ ખૂદ,
વેદ, જ્ઞાની બ્રહ્મ થકી તરવું શંકર છે૦— તરશો૦ ૧૦

---

## ૧૯૫ છોકરૂં કાખમાં ને ગામ ઢુંઢે.

( ઝુલણા છંદ )

કસ્તુરી નાભિમાં મૃગલી ભટકી મરે ક્યાં મળે ક્યાં મળે એ સુગધિ ?
તેમ દિલબર રહ્યો હૃદયમંદિર મહીં જ્ઞાનચક્ષુ વિના વૃત્તિ અંધી;
રચક બ્રહ્માડનો તેમને પત્થરા, ધાતુથી સોની, કડીઆદિ ઘડતા,
સર્વનો વાસ તેને ગણી જડરૂપે ખાસ મદિર મહીં મૂર્ખ ધરતા.
રામ કે કૃષ્ણ, બુધ, ઇસુથી અજ્ઞેય તે તેમને અજ્ઞ તે રૂપ કથતા,
ક્લેશ, કર્માદિથી રહિત શુદ્ધાતમા તેમનાં જન્મમરણાદિ વદતા;
વૃષ્ટિથી વિશ્વ આખુંય નવરાવતો તેમને લોટીનુ સ્નાન આપે,
ઊન, રૂ, રેશમે સૃષ્ટિને ઢાંકતો તેમનુ વાઘલે અંગ ઢાંકે.
જે કને સૂર્ય, ચન્દ્રાદિ ઝાંખા દીવા તેમની પાસ બત્તી ઝગાવે,
અન્ન, મેવા, જળે પોષતો જગત્ જે તેમને ખાનપાનો ધરાવે;
નારીઓ જગતમાં પુત્રીઓ તેમની પત્ની સીતા, તુલસી, રૂકિમણી કહે,
ભૂપનો ભૂપ તેને ભિખારી કરી રાસલીલા મહીં નાચ નચવે.
નામ **ઓરૂમ** જેમનુ બોલવા અનધિકારી **ખરાચાર્યને બ્રહ્મ ભાખે,**
**પુત્રી, દારાદિ તન, મન, ધને અર્પી ગુરૂ–એઠું જુઠું થુંક્યું થુક ચાખે;**
**લોભી ગુરૂ અને લાલચુ શિષ્યની આ બધી દંભ લીલા ભરી છે,**
**આતમા તત્ત્વને જાણવો બ્રહ્મવિદ્યાથી તે વેદવાણી ખરી છે.**

---

## ૧૯૬ બ્રહ્મપ્રાપ્તિનાં પગથીઆં.

( ઝુલણા છંદ )

જ્યાં સુધી યોગનાં અંગ અનુષ્ઠાનથી અશુદ્ધિ નહિ ટળી ત્યાં સુધી શું ?
તેજ છે બ્રહ્મપ્રાપ્તિ તણાં પગથીઆં તીર્થમાં ભટકવે મૂર્તિથી શુ ?
અહિંસા, સત્ય, અસ્તેય, ને બ્રહ્મચર્યજ તથા અપરિગ્રહય યમ છે,
શૌચ, સંતોષ, ને તપઃ સ્વાધ્યાય ઇશ્વિર-પ્રણિધાન સર્વે નિયમ છે;
વીર, ને ભદ્ર, સુખ પદ્મ આદિ કઇ કાયનિગ્રહ થવા આસનો છે,
ઇન્દ્રિયોના મળો દૂર કરવા ગતિ શ્વાસ વિચ્છેદ પ્રાણાયમો છે
ચિત્તને બાહ્ય વિષયોથી અંદર કંઈ રોકવું પ્રત્યાહાર પ્રમાયે,
વૃત્તિ નિશ્ચલ બની મનતરંગો થવા સાવ નિષ્કંપ છે ધારણા એ,
કોઈ પણ વાતથી થાવુ નિર્વિષયી મન ધ્યાન તે એક બસ ધ્યેયમાં છે,
ધ્યાન ધાતા તથા ધ્યેય સંકલ્પથી રહિત ઉત્તમ સમાધિજ કે' છે.
આ અનુષ્ઠાન સૌ નિત્યઅભ્યાસથી જીવને સાંપડે શુદ્ધ થાયે,
જન્મમરણાદિના ત્રિવિધ જે દુઃખ તેના થકી મુક્તિ રૂડી પમાયે.

---

## ૧૯૭ પ્રભુ પ્રતિ મારા અપરાધ.

( મારી નાડ તમારે હાથે રાગ દેશ )

મુજ મુર્ખ તણા અપરાધ માફ કરજે હરિ રે !
મેં તુજ પર દોષ અગાધ દીધા બુદ્ધિ હરી રે૦—ટેક૦
વેદોપનિષદ્ જ્ઞાન ન ધાર્યું, ત્યાં વર્ણિત તુજ સ્વરૂપ ન ભાળ્યુ,
મિથ્યા પુરાણ કલ્પિત તને લીધો કરી રે૦—મુજ૦
**प्रजापति** કહી તને બનાવ્યો પુત્રી સાથ વ્યભિચાર કરાવ્યો,
અલંકાર એ ઉષા **સૂર્યનો** વિસ્મરી રે૦— મુજ૦
પૃથ્વી, વાયુ, જળ, નભ ને પાવક એ સૌ વિશ્વે **विष्णु** વ્યાપક,
કહ્યો તે તને **वृन्दा**ના સતનો હરી રે૦— મુજ૦
**रुद्र** દંડદાતા દુષ્ટોનો **शिव** કલ્યાણકરી જીવોનો,
મોહિની ભીલડી પુઠે લીધો વિષયી કરી રે૦—મુજ૦
**कृष्णचन्द्र योगेश्वर** જેની કીર્તિ ગીતા ભારતે ભજેની,
તને તે નામે લંપટ ચોર લીધો ગણી રે૦—મુજ૦
અકાય, અવ્રણ, અજન્મ તું છો, ક્લેશ કર્મથી રહિત વિશુદ્ધો,
ગણ્યો તોય મચ્છ, કચ્છ, સુવર અવતારથી રે૦--મુજ૦

સર્વશક્તિ પૂરણ ગુણ ચેતન, અનાદિ, અનન્ત, નિત્ય સનાતન,
તેવા તુજને પૂજ્યો મે પત્થર ધરી રે૦— મુજ૦૦
વામન લહી છળ કપટી કહાવ્યો રામ લહી સ્ત્રી કાજ રડાવ્યો,
દીધાં પ્રાકૃત જીવકર્મો તુજમાં ભરી રે૦— મુજ૦
હવે તજી આ ચાલ અનાડી, ખરો થયો છુ આર્ય વિચારી,
વેદ ધર્મને ધારી રહ્યો **ओ३म ब्रह्म** સ્મરી રે૦—મુજ૦

---

## ૧૯૮ પ્રભુ વિષે મૂર્ખની માન્યતા.

( આખ વિના અંધારૂ રે. )

મૂર્ખે પ્રભુને માન્યો રે પોતા જેવો મૂર્ખે પ્રભુને માન્યો;
મૂસળ ઝાડુ જાણ્યો રે અંધે હાથી મૂસળ ઝાડુ જાણ્યો૦—
ભંગી ગંજેરી પોતે, પરસ્ત્રીનો આશક પોતે,
તેવો મહાદેવ શિવ પ્રમાણ્યો રે૦— પોતા૦ ૧
પોતે છે લંપટ જારી, ચોર લુચ્ચો વ્યભિચારી,
કૃષ્ણ નામે તે ઈશને ભાંડયો રે૦— પોતા૦ ૨
પોતાની મા દીકરી કે પુત્રવધૂ પર કુદૃષ્ટિ,
થયો બ્રહ્મા, ચન્દ્ર, ઇન્દ્રે કાણો રે૦— પોતા૦ ૩
પોતે કંઇએ સતીઓની લાજો લૂટનાર રાવણ,
વૃન્દા વિષ્ણુનો ફેંકયો પહાણો રે૦— પોતા૦ ૪
પોતાને ખાવું પીવું એશઆરામે સુવું,
તેવો ઠાકોરે ભાવ આણ્યો રે૦— પોતા૦ ૫
વરતો પરણતો પોતે, તેવા ઈશને તે ગોતે,
(જે) સીતા, રૂકિમણી, તુલસીથી માણ્યો રે૦—પોતા૦ ૬
જન્મતા વધતા પોતે વૃદ્ધ થઇ મરતા મોતે,
તેવોજ બ્રહ્મને પીછાણ્યો રે૦— પોતા૦ ૭
નિજ ભાવના—ગાગરમાં ઈશ્વર—સાગરને સમજે,
શુ પારાવાર પાર પામ્યો રે !૦— પોતા૦ ૮

---

## ૧૯૯ પ્રભુ શરણ યાચના.

( પિયુ પરદેશીને. )

પ્રભુ શરણાગત હું ક્ષમા ચહું છું તારી, લેજે આ બાળ ઉગારી૦—ટેક.
માન્યો તને પત્થર કરી તજી વેદ આજ્ઞાને પરી,
જપ, ધ્યાન. સન્ધ્યાને વિસારી હોમ યજ્ઞ ભૂલ્યો હરિ!
મેં બ્રહ્મચર્યે પાપથી તુજ ગાન શૃંગારી કર્યાં,
ટેવ્યો તને જારી લબાડી પોટલા પાપે ભર્યાં૦— પ્રભુ૦
મેં માનીને જડ તુજને સામે કરી દૃષ્ટિ બુરી,
કીર્તન મુખે પણ પેટમા તો સ્ત્રી પ્રતિ વિષયી છુરી;
**ओ३म्** પ્રણુવ બ્રહ્મ મૂકી દઇ હ્રાં, હ્રીં, હું બબ જૂઠાં જપ્યા,
આત્મા કર્યો જડ સેવી જડતા બુદ્ધિ જ્ઞાન કૂવે ખપ્યાં;
ફળીઆં સુકર્મ કોઇ પૂર્વ જનમનાં, બુદ્ધિ સુધારી,
જડતા ટાળી, મુક્તિ કરૂં અવ મારી૦— પ્રભુ૦

---

## ૨૦૦ જાગતા નર સેવીએ.

( ગોરખનું ભજન )

મનસા માલણીજી રે ગોરખ જાગતા નર સેવીએ,
જાગતા નર સેવીએ તને મળે નિરંજન દેવ૦—ટેક૦
પત્થર પૂજે હર મળે તો હું પૂજું ગિરિરાય,
જે પહાડની બને ઘટી દળી દળી જગ ખાય૦— ૧
માલણ લાવી ફૂલડાં એની કળીએ કળીએ જીવ,
ચડે તે ફૂલ દેવને તો દેવ જપો તે શિવ૦— ૨
માલણ લાવી ફૂલડાં તે ધર્યાં દેવની પાસ,
એ દેવોમાં સાચ હોય તો કેમ ન આવે પાસ?૦— ૩
ટાંકણુ દઈ પત્થર ઘડયો રે ધર્યો છાતીએ પાય,
એ દેવમાં જો સાચ હોય તો ઘડનારાને પાપ૦— ૪
એ પત્થરના દેવને રે નાખો જળ મોઝાર,
આપ બૂડે તે કોને તારે કોણ કરે સંભાળ?૦— ૫
પૂજારીના ઓશીઆળા ઠાકર ઠામો ઠામ,
બદીવાન મંદિરના ઠાકર કહેવાના ભગવાન૦— ૬

સેવ સુંવાળી રાંધીને રે ધરી દેવની પાસ,
જમનારો તો જમી ગયો ને દેવને નાવી વાસ૦— ૭
એક ભૂલ્યો બીજો ભૂલ્યો રે ભૂલ્યો સૌ સંસાર,
એક ન ભૂલ્યો જોગી ગોરખો રે કરી ભજન આધાર૦—૮

—×—

## ૨૦૧ હું નિજ બ્રહ્મ રીઝાવું.

( કબીરનાં કાવ્ય પરથી )

હુ નિજ બ્રહ્મ રીઝાવું, બેસી ભજન ગુણ ગાઉં૦—ટેક.
ડાળી તોડુ ન પત્તા તોડુ ન કોઇ જીવ સતાવું,
પત્ર પત્રમાં પ્રભુ વસે છે તેને માથુ નમાવુ૦— બેસી હું૦
ગગા જાઉં ન યમુના જાઉ ન કોઇ તીર્થે ધાઉં,
અડસઠ તીર્થ વસે ઘટ અદર તેમાં ચોળી ન્હાઉં૦—બેસી હું૦
ઔષધ ખાઉ ન બૂટી ચાવું ન કોઇ વૈદ્ય બોલાવુ,
પૂરણ વૈદ્ય મળ્યા અવિનાશી તેને નાડી બતાવુ૦—બેસી હું૦
જ્ઞાન ધનુષ કસીને ઝાલુ ધ્યાન કમાન ચઢાવું,
પાંચે ચોર વસે ઘટ અંદર તેને મારી ભગાવુ૦— બેસી હું૦
જોગી થાઉં ન જટા વધારૂં ન અગ ભભૂત લગાવું,
જે રગ રંગે ખુદ વિધાતા તેજ સુરંગ ચડાવુ૦— બેસી હું૦
ચન્દ્ર, સૂર્ય બે દીવા ઝગાવુ નિજ મન શય્યા સજાવું,
કહે **કબીર** સુણો ભાઈ સાધુ આવાગમન હઠાવુ૦—બેસી હું૦

---

## ૨૦૨ શ્રી હરિ લે હાથ મારો.

( ગજલ )

શ્રી હરિ લે હાથ મારો દીનપર કરૂણા કરી,
દીનપર કરૂણા કરી રે દીનપર કરૂણા કરી૦— શ્રીહરિ૦ ૧
સંસાર સાગરમાં અરે! અથડાઉં છું હું કષ્ટથી,
પણ પાટીઉ તુજ નામનું છોડું નહિ હું જતો જરી૦— શ્રીહરિ૦ ૨
તું તો કદી મોટાઈથી મુજ રંકને દેશે તજી,
પણ આ કમળ ભાનુ વિના તલસી નક્કી જાશે ખરી૦— શ્રીહરિ૦ ૩

આત તાત સર્વસ્વ મારૂં માનું હું તારા વિષે,
માટે ઘટે નહિ તુજને નિજ બાળ જાવું વિસરી૦— શ્રીહરિ૦ ૪
હૃદય મહારાણી તણું છે સદા હે પ્રભુ ! પાસ તારી,
ખેંચી લે કર માહરો જાઉં હું આ ઉદધિ તરી૦— શ્રીહરિ૦ ૪

———xxx———

૨૦૩ **મારી ગફલતી.**

( કાનુડો ન જાણે મારી પ્રીત બાઈ અમે )

ઓળખ્યો ન પહેલાં મેં દિલદાર જડમાં બાંધી યારી રે,
તેથી બુડયો'તો ખુરે અંધાર ચેતનતાજ વિસારી રે૦—ટેક૦
દેવોમાં પ્રીતમ મારો સૌથી વડો હતો, પામ્યો વિજય તે પર સાર,
પૂજ્ય વરરરરરરરર રે૦—૧
તેના વિજયેજ દેવો મહિમાને પામ્યા પણ માન્યા નિજ મહિમા
જયકાર, મૂર્ખા અરરરરરરરર રે '૦—૨
ય્યો પ્રાદુર્ભૂત જાણી શેખી તેઓની હરવા ઓળખ્યો ન દેવોએ
મુજ યાર, અજ્ઞો અરરરરરરરર રે '૦—૩
પ્યારા સામે વાધ્યો અગ્નિ કહી ' હુ હું અગ્નિ ' પ્યારે પૂછ્યુ 'તુંમા
શુ બલભાર શાને બડ બડ બડ બડ રે''૦—૪
અગ્નિ બોલ્યો 'હુ બાળુ જે કંઇ પૃથ્વીમાં ભાળુ' તરફુગ દઈ પ્યારે
કહ્યુ ' બાળ, બતાવ બળ બળ બળ બળ રે'૦—૫
જોરે દોડયો ન બાળી શકયો પડી ભોંઠો ફર્યો લવ્યો 'લઈ શકુ ન
આનો પાર' ભાગ્યો ભરરરરરરરર રે૦—૬
વ્હાલાની સામે વાધ્યો વાયુ કહી ' હું હું વાયુ ' વ્હાલે પૂછ્યુ
'તુમાં શું બલભાર શાને બડ બડ બડ બડ રે૦—૭
વાયુ બોલ્યો 'ઉડાડુ જે કંઈ પૃથ્વીમાં ભાળુ' તરફુગ દઈ વ્હાલે
કહ્યું 'ઉડાડ બતાવ બળ બળ બળ બળ રે૦—૮
જોરે ધાયો ન ઉડાડી શકયો પડી ભોંઠો ફર્યો લવ્યો 'લઇ શકુ
ન આનો પાર' ભાગ્યો ભરરરરરરરર રે૦—૯
આખર સૌ દેવો બોલ્યા મુજને 'તું જાણુ એને' હું ગયો મારાથી
તિરોધાન નાવ્યો નજરરરરરરરર રે૦—૧૦

હ્દેશી આખર મળીયો અલંકૃતા સુંદરી ધીને, તેને પૂછ્યું
'કોણુ એ દિલદાર સુંદર વરરરરરરરર રે' ?૦—૧૧
તે બોલી બ્રહ્મ તે છે માનો મહિમા તમારો તેના વિજયેજ
અપરંપાર, જાણ્યું ખરેખરરરરરર રે૦—૧૨
પૃથ્વી ન પામે પાર અગ્નિ જળ વા આકાશ બ્રહ્માર્થે જડભક્તિ
નિઃસાર ફોકટ ફરરરરરરરર રે૦—૧૩
સૂર્ય પ્રકાશે ન ત્યાં, ચન્દ્ર, વીજ, તારા પણુ ના, તેના તેજેજ
સૌમાં ભાસ સાચો તે ભાસ્કરરર રે૦—૧૪
હવે તે યાર મારો દિલબર સરદાર પ્યારો જાણી જડદેવોની
જંજાળ ઓં, મં, શકરરરરર રે૦—૧૫



## ૨૦૪ પ્રભુનો મહિમા.

( ધીમા ધીમા ચાલો )

ભાવે ભાવે ભજોને ભગવાન રે,
મહામહિમા જેનો વિશ્વ ગાઈરહ્યું, હરખાઈ રહ્યું, દઇ તાન રે૦—
પ્રકટી પ્રકૃતિ સેવિકા રહી મંદિર બ્રહ્માંડ,
સુરજ દીવડે બ્રહ્મને કરે આરતિ કાંડ;
ભાવકી ભૂમિ પુત્ર ચન્દ્ર કેડે લઇ, ફરે ફૂદડી આ દીવાની કોરે જઇ,
પડ્ ઋતુઓના શૃંગારો સુદર સઈ થઇ મસ્તાન રે૦- ભાવે૦
શ્વેતકેશી આ હિમગિરિ યોગીરાજ મહાન્,
દિવ્ય જ્યોતિના આકરે પીગળે દિલ ધરી ધ્યાન;
હર્ષઅશ્રુની ધારાઓ વ્હેતી પૂરે, તે ગંગા ને યમુનાદિ લ્હેકે લ્હેરે,
જેનાં સ્નાને પાને હૈડાં ટાઢાં ઠરે, શુદ્ધ સ્થાન રે૦—ભાવે૦
આત્મ-હંસને ચૂમવા ગગન માનસર માંય,
તારા મોતીડાં રૂડાં ઢુકી ઢુંકી ઉભરાય;
ચન્દા દેવી અમીનો રત્નકુંપો લઇ, નિશામાંહી નિશાથી વિશ્વ મોહી રહી
હૃદયકાન્ત કને સુષુપ્તિમાં લેતી ગઈ, ન માયા ભાન રે૦—ભાવે૦
**ઓ૩મ્** નૃપ આણુ મનાવવા, પ્રચંડ યોદ્ધા મેઘ,
જામગરી વીજથી કરે તોપ બહાર અનેક;
સૂર્ય સરદાર કરથી લીધા કર બહુ જયાનન્દે કૃપાથી વૃષ્ટિમાં દીધું સહુ,
વિશ્વકર્માનું શંકરકર્મે કહુ આપો માન રે૦-- ભાવે૦



## ૨૦૫ ભાવથી ભગવાન્‌ને ભજવા.

( રૂડી રઢીયાળી રાત. )

ભજો ભાવે ભગવાન્ ભજો ભાવે ભગવાન્
વિકટ મહાભવસાગર તરવા પ્રીતથી;
પામો મુક્તિ ધરી ધ્યાન પામો મુક્તિ ધરી ધ્યાન,
લઇને ભક્તિનૌકા જાગ્રત્ ચિત્તથી;
ભરમાઓ નહિ ભૂલે ચતુરાઇ ચડાવો ન ચૂલે,
તરવા પ્રીતથી૦— ભજો૦

લીધા વિણુ સઢ ધર્મનો, સત્સંગતિ સુકાન,
અફળાતુ મોજાં મહીં લક્કડ તૃણુ સમાન;
છોડો સર્વ ભ્રાન્તિ, સાધો સદા શાન્તિ,
લઈ દિવ્ય કાન્તિ કરો આત્મોત્ક્રાન્તિ;
આઠ યોગનાં અંગથી, જીતી પ્રકૃતિ પ્રપચ,
ત્રિવિધિ દુઃખને ટાળવાં જન્મમરણુ અનુબધ,

ઠાલા લોભાઓ રે વિષયાનન્દે ઠાલા લોભાઓ રે,
સાકરસ્વાદને છોડી દઈ કાં કોયલા ચાવો રે;
શાને ફસાઓ રે માયાના પાશમાં શાને ફસાઓ રે ?
પતગીઆની માફક પડવા શાને જાઓ રે ?૦–ભજો૦

બેસી જ્ઞાનવિમાનમાં ઉડો સ્વર્ગ મોઝાર,
તુર્યા વાયુમાં ફરો ભવ અશુદ્ધિથી પાર;
છોડો મનથી અભિમાન છોડો મનથી અભિમાન,
કામ ક્રોધાદિ નસાડો ચિત્તથી,
પીઓ ચિદાનદ પાન, પીઓ ચિદાનદ પાન,
રહીને બ્રહ્મ-શરણુમાં સદા શુભ રીતથી૦—ભજો૦



## ૨૦૬ ભજી લે ભગવાન્.

( હરિ ભજન વિના દુ ખદરીઆ સંસારનો )

ભજી લે ભગવાન્ મેળવવી હોય જો શુભ મુક્તિ વાટમાં,
કામ પ્રભુ-પ્રસાદ માયામાં ફૂલાઈ ફોકટ ફ્રાટમાં૦—ટેક૦

ક્ષણભંગુર દેહ આ પડવાનો, કાળ-રાક્ષસ આવી નડવાનો,
 ફરી માનવજન્મ ન જડવાનો૦— ભજી લે૦ ૧
ધનધામ બધુ અહીં રહી જાશે, સદ્‌ગુણ હોયે તો ગાવાશે,
 સાથે તો પુણ્ય પાપજ થાશે૦— ભજી લે૦ ૨
પામર પલવાર વિચારી લે, જગની વિચિત્રતા ભાળી લે,
 પ્રકૃતિ પ્રપચ વિદારી લે૦— ભજી લે૦ ૩
ક્યાંથી આવ્યા ક્યાં જાવાના, શું કર્યું અંત શુ કરવાના ?
 શુ શોધ્યુ શુ મેળવવાના ?૦— ભજી લે૦ ૪
આપણું કોણ વળી ક્યાં સુધી, વસ્તુ કઇ સાથે કઈ જુદી,
 તે તત્ત્વ વિષે પ્રોવી બુદ્ધિ૦— ભજી લે૦ ૫
અસત્ય કાગને ટાળી દે, સત્યરૂપ પોપટ ઝાલી લે,
 ધર્મ તણે પિંજરે પાળી લે૦— ભજી લે૦ ૬
ઇન્દ્રિયો વિષયથી વાળી દે, પ્રભુ યોગામૃતથી પલાળી દે,
 તાપો ત્રિવિધના ટાળી દે૦— ભજી લે૦ ૭

---

૨૦૭ **ભગવાનનું ધ્યાન ધરવા.**

( દિલદાર યાર છેલા સે )

ભગવાન-ધ્યાન ધારોને મનનો સુધાર થાય,
મનનો સુધાર થાય તનનો કુધાર જાય૦— ભગવાન૦
**ओ३म्** નામ તેનું છે ઉત્તમ મન્ત્રનું,
આદિ એ વેદોના મન્ત્રનો ઉચ્ચાર ગણાય૦— ભગવાન૦ ૧
'**अ**' '**उ**' '**म्**' અક્ષર ત્રણે તેમાં શકર,
તેના જપ ભાવનાથી ભવનો કુઠાર કપાય૦— ભગવાન૦ ૨
[illegible] **विश्व-'अ' थी हिरण्यगर्भ वायु-'उ' थी,**
**ईश्वर आदित्य प्रज्ञ-'म्'** તણો વિસ્તાર ભણાય૦—ભગવાન૦ ૩
રામ, કૃષ્ણ બુધાદિય, જપતા **ओ३म्** અનાદિજ,
માટે છોડી અન્ય નામ પ્રણવે ઉદ્ધાર મનાય૦—ભગવાન૦ ૪
બ્રહ્મસંબંધાદિ મન્ત્રો, લોભી ગુરૂના એ તન્ત્રો,
ભોળાંને ફાંસવાને ગોઠવ્યાં સૌ ષડ્ યન્ત્રો;
વિના **ओ३म्** નહિ કદી જન્મમરણનો સુમાર હણાય૦-ભગવાન૦ ૫

—xxooxx—

## ૨૦૮ પ્રણુવ જાપ.

( એ તો મુશ્કીલ નહિ કોઈ કામ, કામ, કામ )

ભાવે સર્વે જપો મુખ ઓમ્, ઓમ્, ઓમ્,
ઓમ્, ઓમ્, ઓમ્, મુખ ઓમ્, ઓમ્, ઓમ્૦— ભાવે૦
નામ સર્વમાં એ છે ભારી, વેદે ધ્વનિ તે આદિ ઉચ્ચારી,
મૂળ પ્રણુવ-મહિમા સુખકારી, તેને ધારણુ કરો બધી કોમ કોમ, કોમ૦-૧
'અ'કાર, 'ઉ'કાર, 'મ્'કાર તેમાં, વિરાટ્, અગ્નિ, વાયુ એમા,
ઈશ્વિર આદિત્ય પ્રજ્ઞ મમાં જેનું ભજન કરે ખીલે રોમ, રોમ, રોમ૦—૨
કામ, ક્રોધ, મદ, લોભને હરતા, શોક, મોહ, ભય દૂર તે કરતા,
શુદ્ધ પ્રકાશ હૈયામાં ભરતા, આકાશે જેમ રવિ, સોમ, સોમ, સોમ૦—૩
બ્રહ્મ રહ્યો ઘટ ઘટમાં વ્યાપી, મુક્તિદાયી પ્રભુ તે અવિનાશી,
તુટે લક્ષ ચોરાસી ફાંસી જ્યારે સાચી ભક્તિનું ચડે જોમ, જોમ, જોમ૦—૪

---

## ૨૦૯ પ્રણુવ સ્મરણુ.

( આલો સાહેલી (૨) ભુવનેશ્વરીના )

આવોને આર્યો! (૨) ઓં પ્રણુવનું સૌ મળીને સમરણુ કરીએ,
મન દૃઢ પામી, વૃત્તિ વિરામી ધ્યાન તેનું અંતર ધરીએ;
વેદ બધા જેનું પદ કથતા, ઋષિ મુનિ જે તપમાં વદતા,
બ્રહ્મચર્ય જે અર્થે ચરતા અતિ સુખમય તે પદ ગણીએ,
વિવિધ નામ શિવ, વિષ્ણુ, બ્રહ્મનાં, ઓં સર્વ શિરમણિ કહીએ૦ આવો,

---

## ૨૧૦ બ્રહ્મોપાસના.

( શું નટવર વસંત થૈ થૈ નાચી રહ્યો )

તું જગકર અનંત અહીં તહીં વ્યાપી રહ્યો,
વ્યાપી રહ્યો સર્વ માપી રહ્યો૦— તું૦ ૧

અજન્મ, અજર, અમૃત્યુ તું, અદ્વય, અમર, અપાર,
અખંડ, અવ્યય, અનુપમ, એકાક્ષર ૐકાર;
જગમાં ન કોઇ તારાં માતા કે તાત ભ્રાત,
ઇશ્વિર અસંગ તું અનાદિ રહ્યો૦— તું૦ ૨

સ્થૂળ, સૂક્ષ્મ, કારણ ત્રણે દેહ રહિત અશરીર,
અકાય વેદ વદે યજુ અવ્રણ અસ્નાવિર,
શુદ્ધ, બુદ્ધ, મુક્ત, ને સ્વયંભૂ છો સ્થાયી રે,
સચ્ચિદાનંદ મુક્તિદાયી રહ્યો૦— તું૦ ૩

શબ્દ, સ્પર્શ, રૂપ, ગન્ધ ને રસ વિષયોથી રહિત,
પંચેન્દ્રિયગોચર નહિ યોગ જ્ઞાનથી સ્થિત;
જીવોથી શ્રેષ્ઠ ખરે જડતાથી છો પરે,
તારી ઉપાસના હું ધારી રહ્યો૦— તું૦ ૪



## ૨૧૧ પ્રભુ—સ્તવન.

( મારા તનમાં મનમા. )

પ્યારા પ્રભુને વિભુને પ્રણવુ વિનવું દુઃખ સદા દૂર થાવા,
વળી જાણીને તેના ગુણ સાથે સ્તવું સમીપમાં જાવા૦—પ્યારા૦

અગ્નિ, વરૂણ, પ્રજાપતિ, ઇન્દ્ર, મિત્ર, સુપર્ણ ને ચન્દ્ર,
બ્રહ્મા, વિષ્ણુ, શિવ નામ ઘણેરાં, કામિક ગૌણિક ભાવા૦—પ્યારા૦



## ૨૧૨ આત્મભ્રમરને.

( પઢોને પોપટ રાજા. પ્રભાત રાગ )

ગુજોને આતમભમરા ઓમ્ નામ, બહુ બહુ વારે સમજાવ્યા,
તોય ભ્રમરીઆ ચક્રમાં ભૂં ભૂં શબ્દો ગુજાવ્યા૦— ગુજોને૦ ૧

આ રે ભવાટવીરાનનાં કહોને ક્યાં ઉડી ધાયા ?
શરીર ચોરને ઝાંખરે ભૂલી ભટકી લોભાયા૦— ગુજોને૦ ૨

ચતુષ્ટય કાંટાને ડોડરે કહો શું જોઈ ફસાયા ?
મળકણુ ઉંચે બહુ ઊડતા માની પરાગ ખેંચાયા૦— ગુંજોને૦ ૩

વિષય તણે વંટોળીએ ખુરે હાલે અકળાયા,
આવોને ભમરાજી મારી પાછળે છોડાવું આ તમ માયા૦—ગુંજોને૦ ૪
ઉડોને ઉડોને અંતરાકાશમાં બાગ ત્યાં છે સજેલો,
વચમાં તમારૂં પ્યારૂં હૃદ્કમળ વાસ લેજો મજેનો૦—ગુંજોને૦ ૫
અખડ જ્યોતિ ત્યાં ઝળહળે નહિ બીડાવાનો વારો,
તે રે કમળમાં લપટી દિવ્ય ગ્રહો સ્વર્ગ ચારો૦— ગુંજોને૦ ૬

---

## ૨૧૩ મન મંદિરમાં ઓમ્ પ્રકાશ.

( સુંદર શામળીઆ )

માનસ મદિરીયે ઓમ્ પ્રકાશ પ્રકટાવુ,
જ્ઞાનસ અંતરીયે આતમ જ્યોત જગાવુ૦— માનસ૦ ૧
જ્ઞાનસાગરે ડુબકી મારૂ, તત્ત્વ મોતીડાં ઉચકી કાઢુ,
વૃત્તિ હંસણીઓને ચુમાડુ ટાળુ કાળુ અંધારૂ૦— માનસ૦ ૨
વૈદિક વિદ્યા છાશ જમાવી, શ્રદ્ધાભક્તિ નેતરૂ લગાવી,
યોગે પ્રણુવ રવાઈ વલોવી, મુક્તિ માંખણુ તાવું૦—માનસ૦ ૩
અન્તઃકરણુ ચતુષ્ટય પિંજરે, ગરી શરીરી કીર ટળવળે,
ઇન્દ્રિય—લોહસળીયા જકડે, કેમ નીકળવુ ભણાવું૦—માનસ૦ ૪
પોપટજી ओ३म् खम् ब्रह्म સાધો, દૃઢાભ્યાસી ચાંચે સળી કાઢો,
પછી પિંજરૂં ફાડી આઢો સ્વર્ગીય બાગે જાવું૦—માનસ૦ ૫

———×———

## ૨૧૪ કાયા કોશના પંખીને.

( વિદ્યુન્માલા )

કાયા કોશે માળે પંખી ! આવી શું ફસ્યા છો ઝખી ?
વૃત્તિ વ્હાલીઓને ભેટી ઉડાવો છો મોજે મીઠી ! !
તેનાં આપ્યાં પીઓ પાણી મીઠાં ઝેરો સુધા જાણી,
મૂર્છી સુશો મોહે જ્યારે બંધાશો કાળેથી જાળે.
કચ્ચાં બચ્ચાં ષટ્કામાદિ સેવો હુંફે પ્રીતિ બાંધી,

ખેલો કુદો સાથે દા'ડી પીધેલાંને પાઓ તાડી;
થાશે એવાં તે ઉન્માદી ઝાલી લેશે શિખા દાઢી,
ચાહો જો લેવા આઝાદી, છૂટો તેથી આપું યાદી.
માટે જીવા! ઉડો ચાલો, બ્રહ્માધાને પેસી મ્હાલો,
વેદોના વૃક્ષોમાં ડોલો, ઓં ઓં શબ્દોને કલ્લોલો;
મોક્ષામ્રોના સ્વાદો લીઓ, આનંદામૃતોને પીઓ,
તુર્યાની શાન્તિમાં સુઓ, કાન્તિ નિર્ભ્રાન્તિથી જુઓ.

---

## ૨૧૫ ઈશોપનિષદ્ ગીતાવલિ.

વિશ્વ ચરાચર જે કઇ તે સહુ ઈશથી વ્યાપ્ત,
ભોગવ ત્યાગ મનેથી તુ મા ધર પરધન આશ. ૧
ઇચ્છ જીવવા વર્ષ સો, કરતા કર્મો અત્ર,
ન નડે કર્મ તને નૃને, એથી ન ગતિ અન્યત્ર. ૨
આત્માના અવગણુક તે મૃત્યુ બાદ પછડાય,
આસુરી સપત્તિમાં જહીં, ગાઢ તમોગુણ છાય. ૩
અચળ, એક, મનથી વધુ વેગવાન કહેવાય,
પ્હોંચી ન શકિત ઇન્દ્રિયો સૌની પૂર્વ ઈશ થાય. ૪
જતા કાળ પવનાદિને જે ઉલ્લંઘી જાય,
કૂટસ્થ તે પરબ્રહ્મમાં જીવ કરે સૌ કાર્ય. ૫
ચાલે તે ચાલે નહિ દૂર ખરે વળી પાસ,
સર્વ સૃષ્ટિની અંદરે સૌની બહારય ખાસ. ૬
જે સૌ પ્રાણીને જુએ બ્રહ્મ-તત્ત્વની માંહ્ય,
સૌ પ્રાણીમાં બ્રહ્મને મોહે તે ન ફસાય. ૭
જે જ્ઞાને જ્ઞાતા નૃને ઐક્ય બધે દેખાય,
આત્મતુલ્ય સૌ પ્રાણી ત્યાં મોહ દુઃખ શું થાય? ૮
સર્વ જગે પરિપૂર્ણ તે, સ્રષ્ટા શુદ્ધ અકાય,
વ્રણ, નસ નાડી રહિત છે, પવિત્ર ને નિષ્પાપ. ૯

ત્રિકાલવિદ્ મનસાક્ષી તે વ્યાપક આદિમૂલ,
શાશ્વત કાળથી સત્ય રૂપ રચે પદાર્થો કૂલ. ૧૦
ગાઢ તિમિરમાં તે પડે, માત્ર કર્મના ભક્ત,
તેથી અધિક તિમિરેજ જે, શુષ્ક જ્ઞાનમાં સક્ત. ૧૧
ખચિત ભિન્ન ફળ જ્ઞાનથી, કુહે વળી કર્મથી ભિન્ન,
તે સુણીએ ધીરોથી જે, ઘે ઉપદેશ પ્રવીણ. ૧૨
જ્ઞાનકર્મ એ ઉભયને જે જાણે છે સાથ,
કર્મથી મૃત્યુને તરે, જ્ઞાનથી મુક્તિ પ્રાપ્ત. ૧૩
ગાઢ તિમિરમાં તે પડે, પ્રકૃતિના જે ભક્ત,
તેથી અધિક તિમિરેજ જે, જડ–કાર્યે આસક્ત. ૧૪
જડ કાર્યે ફળ ભિન્ન કુહે, વળી પ્રકૃતિથી ભિન્ન,
તે સુણીએ ધીરોથી જે, ઘે ઉપદેશ પ્રવીણ. ૧૫
કાર્યકારણો ઉભયને જે જાણે છે સાથ,
કારણથી મૃત્યુ તરે, કાર્યે ક્ષયતા પ્રાપ્ત. ૧૬
વિત્તૈષણાદિ પાત્રથી, આવૃત્ત સત્ય સ્વરૂપ,
સત્ય ધર્મ જોવા પૂષન્' તુ તે ઠેલી મૂક. ૧૭
પોષક, એકજ, સર્વવિત્, સર્વનિયતા સૂર્ય !
પ્રજાપતે ! માયા ચમક લે સમેટી કર દૂર. ૧૮
જેથી જોઈ તુજ તેજમય અતિશય શંકર રૂપ,
ભણું આ પુરૂષ આજ તે હું પણ છું તદ્રૂપ. ૧૯
(જ્યારે) પ્રાણો મૂળ પવને ઉડે (ત્યારે) દાહ યોગ્ય આ કાય,
ઓં સ્મર ભવિષ્યાર્થ સ્મર હે જીવ ! સ્મર કૃતકાર્ય. ૨૦
હે સ્વપ્રકાશ દિવ્ય હે ! જાણે તું સૌ કર્મ,
અમને દોર સુમાર્ગમાં લેવા ધી, શ્રી પર્મ. ૨૧
કુટિલ પાપ સૌ અમ થકી દૂર રાખ ભગવાન્ !
કરીએ બહુ બહુ સૌ અમે તન મન વચે પ્રણામ. ૨૨

---

## ૨૧૬ કેનોપનિષદ્.

કોનાથી પ્રેરિત થતું નિજ વિષયે મન ધાય ?
કોનાથી સંયુક્ત થઈ પ્રથમ પ્રાણ આ જાય ?
કોનાથી પ્રેરિત બની વદે લોક આ વાણ ?
કયો એ દેવ પ્રસિદ્ધ જે યોજે ચક્ષુ કાન ? ૧

શ્રોત્ર શ્રોત્રનો, મન તણો મન, વાણીનો વાણ,
પ્રાણ તણો પણ પ્રાણ તે, આંખ તણી છે આંખ;
જ્ઞાની એમ વિચારીને પ્રભુને સૌનુ મૂળ,
પૃથક્ થઈ આ ભવ થકી પામે મુક્તિ જરૂર. ૨

બ્રહ્મે ન નેત્રો પ્હોંચી શકતા વાણી મન નહિ જઇ શકે,
નહિ ઓળખી શકીએ વિશેષ ન જાણીએ; બોધાય કે,
શિષ્યાદિ; અન્યજ જ્ઞાત વસ્તુથી, અધિક અજ્ઞાતેથી તે,
એ પૂર્વ આચાર્યોથી સુણીએ બોધ અમને જે દિયે. ૩

જે ન પ્રકાશિત વાણીથી જેથી પ્રકાશિત વાણ,
બ્રહ્મ તેમને જાણ તું આજે તે ન ઉપાસ્ય. ૪

જે ન જણાયે મન થકી જેથી વિદિત મન થાય,
બ્રહ્મ તેમને જાણ તું આ જે તે ન ઉપાસ્ય. ૫

આખે નહિ દેખાય જે, જુવે જે થકી આખ,
બ્રહ્મ તેમને જાણ તુ આ જે તે ન ઉપાસ્ય ૬

જે ન સુણાયે કાનથી સુણે જે થકી કાન,
બ્રહ્મ તેમને જાણ તું આ જે તે ન ઉપાસ્ય. ૭

ચેષ્ટા પ્રાણથી જેની ના જેથી પ્રાણની ગતિ થાય,
બ્રહ્મ તેમને જાણ તુ આ જે તે ન ઉપાસ્ય ૮

---

## ૨૧૭ આરતિ.

જય જગદીશ હરે! પિતા જય જગદીશ હરે!
ભક્ત જનોનાં સંકટ સદાય દૂર કરે૦— ઓ જય૦ ૧
જે ધ્યાવે ફળ પામે દુઃખ હઠે મનનાં,
સુખ, સંપત્તિ સૌ આવે કષ્ટ મટે તનના૦—ઓ જય૦ ૨
માત પિતા તુ મારો શરણુ ગ્રહુ કોની?
તું વિણુ અન્ય ન કોઈ આશ કરૂં કોની? ઓ જય૦ ૩
તું પૂરણુ પરમાત્મા તુ અન્તર્યામી,
પરબ્રહ્મ! પરમેશ્વર! તુ સૌનો સ્વામી૦— ઓ જય૦ ૪
તું કરૂણાનો સાગર તું પાલન કર્તા,
મૂર્ખ, કામી, ખલ હું છું કૃપા કરો ભર્તા!૦—ઓ જય૦ ૫
તું છો એક અગોચર સૌનો પ્રાણુપતિ,
કઈ રીત મળું દયામય! તુજને હું કુમતિ?૦—ઓ જય૦ ૬
દીનબન્ધુ! દુઃખહર્તા! તું રક્ષક મારો,
દયાહસ્ત ધર મુજ શિર આશ્રય બસ તારો૦—ઓ જય૦ ૭
મટાડ વિષય વિકારો હર પાપો દેવા!
વધાર શ્રદ્ધા ભક્તિ સન્તોની સેવા૦— ઓ જય૦ ૮



## ૨૧૮ ધન્યવાદ.

( આઓ સજ્જન મિલ ગાઓ પ્રભુકા ધન્યવાદ )

માનો માનો સહુ મળી પ્યારા પ્રભુનો ધન્યવાદ,
ધન્યવાદ ધન્યવાદ ધન્યવાદ રે માનો માનો૦— ટેક૦
જેની પૂર્ણ કૃપાથી ઉત્સવ અમારા આ આબાદ,
ઉત્સવ અમારા આબાદ વિઘ્નો થાયે બરબાદ૦—પ્યારા૦ ૧
બીજો માનો બ્રિટિશ રાજરાજેશ્વર જ્યોર્જનો ધન્યવાદ,
જ્યોર્જનો ધન્યવાદ અમલદાર તણો પાડ૦— પ્યારા૦ ૨

જેના ન્યાયી દયાળુ રાજ્યે ધર્મે કર્મે અમે આઝાદ,
ધર્મે કર્મે આઝાદ શાન્તિના સુણીએ સાદ૦— પ્યારા૦ ૩
બીજા જેણે તન, મન, ધન થકી કરી પૂરી અમ દાદ,
પૂરી કરી અમ દાદ તે તણી ઉપકાર યાદ૦— પ્યારા૦ ૪
બોલો ઇશ્વરનો જય ! જ્યોર્જનો જય ! વૈદિકધર્મે જયનાદ,
વેદધર્મ જયનાદ થાઓ પૂર્ણ અમ મુરાદ૦— પ્યારા૦ ૫



# શબ્દકોશ.

## અ

અક્રોધતા—ક્રોધપણું નહિ તે.
અખિલ—બધું.
અગાધ—ઘણું.
અગ્રાહ્ય—ગ્રહણ કરી શકાય નહિ તેવું
અગોચર—ઇંદ્રિયથી જાણી શકાય નહિ તે.
અજરામર—જેને ઘરડાપણું ને મૃત્યુ ન આવતાં હોય તે.
અજ—જેનો જન્મ થતો નથી તે.
અજર—જેને ઘરડાપણું ન આવતું હોય તે.
અજ્ઞેય—ન જાણી શકાય તેવું.
અજ્ઞ—અજ્ઞાની.
અદ્વૈત—એક.
અદ્વય—એક.
અદષ્ટપાર—દષ્ટિથી પાર; નહિ દેખાય તેટલે દૂર.
અધર—(નીચલો) હોઠ.
અન્તિમ—છેલ્લું.
અનલ—અગ્નિ.
અનંગ—કામદેવ.
અનન્યજ—કામદેવ.
અનર્ઘ—અમૂલ્ય.
અંધંતમ—અતિશય અજ્ઞાન.
અનીશ્વર—ઈશ્વર વગરનું
અનુપ—જેને અન્યની ઉપમા ન આપી શકાય તે.
અનાદિ—જેનો આદિ નથી તે; બ્રહ્મ.
અનુપમેય—જેને બીજાની ઉપમા ન આપી શકાય તે.
અનુષ્ઠાન—ક્રિયા.
અપરિગ્રહ—લેવું નહિ તે.
અપૌરુષેયત્વ—પુરુષકૃતિનું ન હોવાપણું; અર્થાત્ ઈશ્વર કૃતિનું હોવાપણું તે.
અબ્રહ્મણ્ય—નિંદવા યોગ્ય.
અભિનિવેશ—મરવાને માટે પણ તૈયાર થઈ જવું તે.
અમૂર્ત—આકાર વિનાનું.
અંબાર—તેજ.
અમેધ્ય—અપવિત્ર.
અમોઘ—ફલદાયી.
અમ્બર—વાદળું.
અરાજકતા—કોઇ પણ પ્રકારના નિયમને તાબે ન રહેવું તે; સ્વેચ્છાચારીપણું.
અરવિન્દ—કમળ.
અરિ—દુશ્મન.
અલક્ષિત—લક્ષમાં ન આવેલું.
અલિ—ભમરો.
અવ્યય—જેનો વ્યય થતો નથી તે; બ્રહ્મ.
અવ્રણ—છિદ્ર રહિત.
અવગણક—અવગણના કરનાર.
અવિચ્છિન્ન—આખું; અખંડિત.
અશોચ્ય—શોક કરવા યોગ્ય નહિ તે.
અશ્રુનદ—આંસુની નદી.
અશ્લીલ—અસભ્ય; ખરાબ.
અશ્વિન્—ઈશ્વરવાચક શબ્દ છે.
અષ્ટમાસિદ્ધિ—આઠ મહાસિદ્ધિ.
અસૂયા—અદેખાઇ.
અસ્તેય—ચોરવું નહિ તે.
અસદચિદસુખ—અસત્ય, અચેતન ને અસુખ.
અસ્નાવિર—નાડી નસથી રહિત.

## આ

આઝાદ—સ્વતંત્ર.
આઝાદી—સ્વતંત્રતા.
અસિ—તલવાર
આખુ—ઉંદર
આત્મૈક્ય—આત્માની એકતા
આત્મબલાગ્નિ—આત્મબળરૂપી અગ્નિ.
આદ્યન્ત—જેનો આદિ અને અંત છે તે.
આપ્ત—પવિત્ર ને વિદ્વાન્ પુરુષ.
આમ્ર—આંબો.
આયામ—લંબાવવું તે.
આહ—દુખ સૂચક શબ્દ છે.
આહ્વયિત્રી—બોલાવનારી.
આહ્લાદક—ખુશકારક.

## ઇ

ઇહ—અહીં.
'ઇટ ડ્રીંક બી મૅરી'—ખાવું, પીવું [ને ખેલવું
ઇનસાન—માણસ

## ઈ

ઈક્ષણ—જોવું.
ઈશોપાસના—ઈશ્વરની ઉપાસના.

## ઉ

ઉત્પન્ન—પેદા થયેલું.
ઉત્પાદક—પેદા કરનાર.
ઉત્તમાભિધાની—ઉત્તમ નામવાળુ.
ઉત્ક્રાન્તિ—પરિવર્તન; ફેરફાર,
ઉદરંભર—માત્ર પેટ ભરનાર.
ઉદધિ—સમુદ્ર.
ઉદ્દંડાં—ઉદ્ધતો; તોફાનીઓ.
ઉદ્ભૂત—ઉત્પન્ન થયેલું.
ઉદ્યાનવર્તી—બાગમાં રહેલું.
ઉલ્કા—અગ્નિના તણખા.
ઉષા—પ્રભાતનો સૂર્યોદય થયા પહેલાનો સમય
ઉષાદેવીપ્રસૂત—ઉષાદેવીથી જન્મેલું

## ઊ

ઊર્મિ—મોજું
ઊરૂ—જાંઘ

## ઋ

ઋદ્ધિ—આબાદી; ચઢતી

## એ

એકિવટ—છોડી દેવું.

## ઐ

ઐશ્વર્ય—મોટાઈ
ઐહિક—અહીંનુ

## ઓ

ઓઘ—પ્રવાહ
ઓષ્ઠ—હોઠ

## ક

કચ—વાળ
કદા—ક્યારે
કદર્ય—કંજુસ
કંટક—કાંટો
કંથા—કામળ ( ઓઢવાની )
કંદર—ગુફા
કંદર્પ—કામદેવ
કમલિની—કમળની દાંડી.

કમલાનન—કમળના જેવું જેનું મુખ છે, તે.
કરાળ—વિકરાળ
કલત્ર—સ્ત્રી
કલ્લોલ—મોજું
કાન્ત—વહાલું
કાન્તા—વહાલી
કાયનિગ્રહ—કાયાનો નિગ્રહ; કાયા પર અંકુશ
કાલાતિક્રમ—સમનુ જવું-વીતવું તે
કાસાર—તળાવ
કીર—પોપટ.
કીટ—પેટે ચાલનારા પ્રાણી
કુટિલ—વાંકું
કુટ્ટના—માથા ફોડ
કુલાંગાર—કુળમા અંગારો
કુષ્ઠિ—કોઢનો રોગ
કુસુમબાણાવળિ—કામદેવનાં બાણોની હાર
કુસુમેષુ—કામદેવનાં બાણ
કૂટનીતિ—ખરાબ નીતિ.
કૂપ—કૂવો
કૃપ—કૃપાચાર્ય
કૃપદષ્ટિ—કૃપાદષ્ટિ
કૃપાદૃક્—કૃપાની આંખ
કૃપાકટાક્ષામૃત—કૃપાકટાક્ષરૂપી અમૃત
કૃષ્ણ કામા—કાળાં કામો; નઠારાં કર્મો
કોન્શન્સ—અંતઃકરણ
કૌપીન—લંગોટ
ક્રયવિક્રય—લેવું ને વેચવું
ક્ષાત્રરક્ત—ક્ષાત્રિયનું લોહી

## ખ

ખૂન—લોહી

## ગ

ગણ—જથ્થો, સમૂહ
ગાથ—ગાત
ગૃહોદ્યાન—ઘર રૂપી બાગ
ગોષ્ટ—વાતચીત

## ઘ

ઘૃત—ઘી

## ચ

ચંડ—પ્રચંડ
ચતુષ્ટય—(મન, બુદ્ધિ, ચિત્ત ને અહંકાર એ) ચારનો જથ્થો
ચર્મ્ય—ચામડીને લગતું
ચારૂ—સુંદર

## છ

છિન્ન—છેદાયેલું; ખંડિત

## જ

જનિત—જન્મ પામેલું
જનક—પિતા
જનસ્થિત—માણસમાં રહેલું
જહાલત—અજ્ઞાનતા, મૂર્ખાઇ.
જાલિમ—જુલ્મી
જાહિલ—અજ્ઞાની, મૂર્ખ.
જીવનપ્રગતિ—જીવનની ઉન્નતિ
જ્ઞાતા—જાણનાર

## ત

તપ્ત—તપેલું; દાઝેલું; બળેલું
તરણી—નૌકા

તાર્કિક—તર્ક કરનાર
તિમિર—અંધકાર
તિરોધાન—અદશ્ય
તુર્યા—(બ્રહ્મના આનંદની) ચોથી અવસ્થા
તૂષ્ણી—મૂગું; બોલે નહિ તેવું
ત્રાત્રી—રક્ષણ કરનારી

## થ

થકિતાત્મા—થાકેલા આત્મા

## દ

દક્ષ—ચતુર
દમ—દમન કરવું તે; અંકુશ મૂકવો તે
દર્પ—અહંકાર
દર્શનીય—દર્શન કરવા યોગ્ય
દંષ્ટ્રા—દાઢ
દાદુર—દેડકાં
દિગંબરી—નગ્ન અવસ્થાવાળી
દીક્ષા—ઉપદેશ
દીપ્તિ—પ્રકાશ
દુગ્ધામૃતથી—દુધ રૂપી અમૃત પીનાર
દુર્ગ—કિલ્લો
દુર્દર્શન—ખરાબ દર્શન; સારો દેખાવ નહિ તે
દુર્દિન—માઠો દિવસ
દુષ્પ્રાપ્ય—મહા મુસીબતે મેળવી શકાય તેવું
દુઃશાસનો—કડક અધિકાર ચલાવનારાઓ
દુઃશામ્ય—મહા મુસીબતે શાંત કરી શકાય તેવું.
દૃક્—આંખ
દૃગ્ભાજ—આંખથી સેવી શકાય તેવું
દૃષદ્—પત્થર
દ્રષ્ટા—જોનાર
દેવરમણ—દેવનું રમવું તે; વિદ્વાનોનો જન્મ થવો તે
દેહી—દેહવાળા; પ્રાણીઓ
દ્યુત્યાત્મક—પ્રકાશવાન
દ્રુ—વૃક્ષ
દ્રુમ—વૃક્ષ

## ધ

ધર્માભાસ—ધર્મનો આભાસ; નામમાત્ર ધર્મ
ધર્માધાર—ધર્મનો આધાર
ધાતા—ધારણ કરનાર
ધી—બુદ્ધિ
ધીટ—હિમ્મતવાન
ધુમ્ર—ધુમાડો
ધૃતિ—હિંમત
ધ્યેય—ધ્યાન કરવા યોગ્ય

## ન

નમ્રકાયી—નમ્રકાયાવાળો.
નગ—પર્વત
નદ—મોટી નદી
નફરત—ધિક્કાર અણગમો.
નરોન્નતિ—નરની ઉન્નતિ
નવ—નવું
નશ્વર—નાશવત
નારકી—નરકવાસતુ
નિકૃષ્ટ—હલકુ
નિગાહ—નજર.
નિનાદ—મોટો અવાજ
નિરાલસ—આલસ વગરનો
નિર્વિશેષ—વિશેષણ રહિત
નિર્ઝરે—ઝરે
નિરંજન—અંજન રહિત; વિશેષણ રહિત.
નિશીથ—મધ્ય રાત્રિ

નિષ્કંપ—ચલાયમાન નહિ તે
નિઃશ્રેયસ—કલ્યાણ
નૃ—નર
**નેતિ નેતિ**—એ પ્રમાણે નહિ, એ પ્રમાણે નહિ.
નૈપુણ્ય—નિપુણતા
નૌ—નૌકા

## પ

પથ્ય—ફાયદાકારક
પથિક—મુસાફર
પદાવલિ—શબ્દની હાર
પરયન્ત્રણા—પારકી તાબેદારી
પરાર્થ—પારકાને માટે
પર્ણ—પાદડુ
પરશુ—ફરસી
પરિમલ—સુવાસ
પર્યાલોચના—બધી રીતે તપાસ
પરમૈશ્વર્યદ—મહાન્ ઐશ્વર્ય આપનાર
પરાત્પર—ઉચ્ચથી ઉચ્ચ
પલ્લવ—ખાઓચીઉં
પાણિગ્રહણ—હાથ ઝાલવો તે
પાણ્ડિત્ય—પંડિતાઇ
પાત—પડવુ તે.
પાતિવ્રત્ય—પવિત્રતપણું
પારમાર્થિક—પરમાર્થ સંબંધી
પૈતૃક—બાપદાદાનું
પ્રકટિત—પ્રગટેલું
પ્રકાશપ્રાર્થી—પ્રકાશની જરૂરવાળો
પ્રજ્ઞ—જ્ઞાની
પ્રજ્ઞા—ડહાપણ
પ્રણિધાન—ધ્યાન રાખવું તે
પ્રતીક્ષે—વાટ જુએ
પ્રદ—આપનાર
પ્રબન્ધકર્ત્રી—વ્યવસ્થા કરનાર
પ્રપૂર્ણ—પૂરેપૂરૂં
પ્રસિદ્ધેક સ્વામી—એક પ્રસિદ્ધ સ્વામી
પ્રાતર્વાત—પ્રભાતનો પવન
પ્રાદુર્ભૂત—ઉત્પન્ન થયેલું
પ્રાસાદ—મહેલ
પ્રીણનીય—ખુશી કરવા યોગ્ય
પ્રેષે—પ્રેરણા કરે; ચલાવે

## ફ

ફરહાદ—ફરહાદ અને શીરી એ બેનું એક પ્રેમીજોડું હતું. ફરહાદનો અત્યંત પ્રેમ શીરી ઉપર, ને શીરીનો અત્યંત પ્રેમ ફરહાદ પર હતો. ફરહાદના મૃત્યુ પછી એ ઘણી ખૂબસુરત શીરીની કોઇએ માગણી કરી; પરન્તુ તેનો સ્વીકાર નહિ કરતાં એ પતિઘેલી શીરી ફરહાદની જોડે કબરમાં જઇને સુતી.
ફરેબ—દગો
ફલાસ્વાદ—ફળનો સ્વાદ.

## બ

બદ્ધ—બંધાયેલું
બહુલ—ઘણું
બાલે—બાળકે
બિંબોષ્ઠે—( પાકાં ) ઘીલોડાંના જેવા લાલ હોઠમાં.
બિમ્બાધર—(પાકાં) ઘીલોડાંના જેવા લાલ હોઠ.
બ્રહ્માનુરાગી—બ્રહ્મમાં પ્રીતિ રાખનાર

## ભ

ભગ્ન—ભાંગેલું
ભગ—ઐશ્વર્ય
ભજનીય—ભજવા યોગ્ય
ભદ્ર—કલ્યાણ
ભંવર—વમળ
ભાલ—કપાળ
ભાશે—પ્રકાશશે
ભાસ્કર—સૂર્ય
ભીતિ—બીક
ભીરુતા—બીકણપણું
ભુરકી—મોહની; લલચાવું તે.
ભુવન—પૃથ્વી
ભુશંડી—બંદુક
ભૂ—પૃથ્વી
ભૂત—થઇ ગયેલું; પ્રાણી, પંચ મહાભૂતમાંનું એક
ભૂશાયી—ભૂમિપર સુનાર
ભૂષાલકૃત—આભૂષણનો શોભા
ભૃંગ—ભમરો
ભૃત્યુવત—સેવકની પેઠે
ભ્રૂણ—બાળક
ભ્રૂનું—ભવાંનું

## મ

મકર—મગર
મકરધ્વજ—કામદેવ
મઘવન્—ઇન્દ્ર (પરમાત્મા વાચક)
મજનુ—મજનુ એ લેલીનો આશક હતો; ને લેલી એ મજનુની માશુક હતી. લેલીના રૂપ ગુણ સાંભળી મજનુ દિવાના માફક તેને મેળવવાને અહર્નિશ ભટકતો. લેલીને જ્યારે એ વાતની ખબર પડી,ને તેના રૂપ ગુણથી વાકેફ થઇ, ત્યારે તેના મનમાં પણ મજનુપર અપ્રતિમ કુદરતી પ્રેમ ઉભરાઈ નીકળ્યો; અને તેને ગોતવાને નીકળી પડી. એક વખત એક પહાડ ઉપર કોઇએ મજનુને મશ્કરીમા કહ્યું, કે 'લેલી મરી ગઇ' આ સાંભળતાની સાથેજ અત્યંત પ્રેમી મજનુ મૂર્છા ખાઇ પહાડ પરથી નીચે પડી મરી ગયો. આ વાત જ્યારે લેલીએ સાભળી,કે મારે માટે મજનુ મૂર્છા ખાઇ મરી ગયો, ત્યારે તે પણ પહાડ પરથી મજનુ પાછળ પડી મરી ગઇ.
મંજૂષા—પેટી
મત્સ—મચ્છ
મદન—કામદેવ
મધ્યમાંગી—વચલા પ્રકારનુ બ્રહ્મચર્ય પાળનાર
મધુકર—ભમરો
મન્ત્રદા—વિચાર આપનારી
મબલક—બહુ
મલયગિરિ—મલયાચળ પર્વત
મહાર્ણવ—મોટો સમુદ્ર
મહાનય—મોટી નીતિવાળો
મહિષી—ભેસ
માયિક—માયાવાળું
માર—કામદેવ
મીન—માછલું
મુક્ત—છુટો
મુક્તાશુક્તિ—મોતીરૂપી શુક્તિ
મુગ્ધા—સંસારમા પ્રવેશતી નવીન બાળા
મુન્શી—મહાત્મા મુન્શીરામ
મોચવા—દૂર કરવા

## ય

યજનયાજન—યજ્ઞ કરવો ને કરાવવો
યશોનિધાન—યશનું સ્થાન
યષ્ટિ—લાકડી
યાન—બેસીને જવવું વાહન
યુત—જોડકુ
યૂથ—ટોળું

## ર

રક્ષણુ કેન્દ્ર—રક્ષણનું મધ્ય બિંદુ.
રચક—રચનાર
રંજન—રાજી કરવું તે
રતિ—પ્રેમ; કામદેવની સ્ત્રી
રસના—જીભ
રાજશ્રી—રાજ્યની લક્ષ્મી
રાજે—શોભે
રિક્ત—ખાલી થયેલું; ન હોય તે
રિપુ—શત્રુ
રુદ્ર—આકરૂ, ઉગ્ર

## લ

લક્ષ્ય—ધારેલુ
લષિત—ઇચ્છેલુ
લીઆકત—લાયકાત.
લેલી—'મજનુ' શબ્દ જુઓ

## વ

વક્ત્ર—મોઢું
વક્ત્રી—બોલનારી
વત્સ—બાળક
વધૂ—વહુ
વરદા—ફલ આપનારી
વરાસ્ત્રી—મોટી સ્ત્રી.
વરેશ્વર—શ્રેષ્ઠ ઈશ્વર
વસુધા—પૃથ્વી
વાક્પતિ—વાચાનો પતિ.
વાજ—કંટાળો
વાત—પવન
વારિધિ—સમુદ્ર
વિગતશ્રમ—જેનો શ્રમ જતો રહ્યો છે, તે
વિચ્છેદ—કકડો
વિદગ્ધા—ડાહી; ચતુર.
વિદારો—દૂર કરો
વિપન્ન—વિપત્તિમાં આવેલો
વિપશ્ચિત્—વિદ્વાન્
વિભૂતિ—મોટાઇ; સમ્પત્તિ
વિભક્તિ—અલગ રહેલું તે
વિરાવ—શબ્દ, બોલ
વિશ્વાત્મક—વિશ્વનેજ પોતાનું માનવુ તે
વિશ્વ—સૃષ્ટિ; સઘળું
વિશ્વસનીય—વિશ્વાસ રાખવા યોગ્ય
વિષોદરડી—ઉદરમાં વિષ ભરેલુ હોય તેવી
વિહગ—પક્ષી
વૃન્દ—ટોળું
વ્યક્તિ—એક
વ્યપદેશ—ઉલટો ઉપદેશ; ખરાબ ઉપદેશ
વ્યાપ્તિ—માપ

## શ

શંકર—કલ્યાણ કરનાર
શતઘ્ની—તોપ
શમન—શાંત કરવું તે
શમ—શાંતિ
શર—તીર
શવ—મુડદું
શાશ્વત—લાંબા કાળ સુધી ટકે તેવું
શાસન—અધિકાર ચલાવવો તે
શિરોધાર્ય—માથે ધારણ કરવા લાયક

શીતાર્ત—ટાઢીને લીધે દુઃખી
શીરી—'ફરહાદ' શબ્દ જુઓ
શીર્ષ—માથું
શુભ્ર—ધોળું
શૃંગ—શિખર
શેર—વાઘ
શ્રવણુ—કાન
શ્રી—લક્ષ્મી
શ્રેયાન્—કલ્યાણકારક
શ્વાપદ—શિકારી પશુ

## ષ.

ષોડશ—સોળ

## સ

સકલૈશ્વર્યદ—સર્વ પ્રકારની મોટાઇ આપનાર
સક્ત—આસક્ત.
સત્પદાર્થ—શબ્દોના ખરા અર્થ
સત્શાસના—સત્ય અધિકાર.
સદન—ઘર
સદર્પ—અહંકાર સાથે
સનમ—પ્રિય,પરમાનંદ, સ્વરૂપ, બ્રહ્મ.
સમ્પન્ન—સંપત્તિવાળો
સમ્રાટ્—રાજા
સમષ્ટિ—સઘળું
સંભાવ્ય—સંભવી શકાય તેવુ.
સંમાનત—જેને સમ્માન આપવામાં આવતું હોય તે; જેનો સત્કાર થતો હોય તે.
સંપૃક્ત—મિશ્રિત
સરસ્વતી–સરિત્–વિદ્યાની નદી
સર્વોચ્ચ—સર્વથી ઉચ્ચ
સર—સરોવર
સર્વોત્કૃષ્ટ—સર્વથી ઉંચુ
સવિતર્—હે પરમેશ્વર
સંસ્થાપયિત્રી—સ્થાપના કરવાવાળી.
સહકાર—આંબો
સાગર્દી—
સિક્તા—રેતી.
સુકલ— મધુર અવાજ.
સુખરાશિ—સુખનો ભંડાર
સુખભાજ—સુખવાળું
સુખપ્રદ—સુખ આપનાર
સુમનસ્—ફૂલ
સુયોધન—દુર્યોધન
સુરભિ—સુગંધિ
સુવિનીત—બહુ નમ્ર
સુષુપ્તિ- ગાઢ નિદ્રા
સુનુ—પુત્ર
સ્રષ્ટા—સરજનહાર
સૌખ્ય—સુખપણું
સૌહાર્દ—મિત્રતા
સ્ખલન—પડી જવું તે
સ્મૃતિ—યાદ રહેવું તે
સ્મર—કામદેવ
સ્ત્રોત—ઝરો
સ્વર્ગાંગના—સ્વર્ગની સ્ત્રી
સ્વર્ગીય—સ્વર્ગનું
સ્વાત્માર્પણુ—પોતાના આત્માનું અર્પણુ કરવું તે.
સ્વતન્ત્ર્યોદય—સ્વતન્ત્રતાનો ઉદય

## હ

હર—શંકર
હરિ—સિંહ
હરિણેક્ષણુ—હરણુની માફક જોવું તે
હસ્તી—હાથી
હંસ—લાલા હંસરાજ
હિમધવલા—હિમના જેવા ધોળા
હૃદયગ્રંથી—હૃદય ગાંઠ
હૃદીશ્વર—હૃદયના ઇશ્વર